# મહર્ષિ દયાનંદનું ક્રાંતિકારી ચિંતન

(આર્યસમાજના સંસ્થાપક મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતીના ક્રાંતિકારી ચિંતનનાં દસ સોનેરી સૂત્રો)


લેખક

**ડૉ. ભવાનીલાલ ભારતીય**

અનુવાદક – સંપાદક

**ભાવેશ મેરજા**





પ્રકાશક

**આર્યસમાજ**

**નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧**

# મહર્ષિ દયાનંદનું ક્રાંતિકારી ચિંતન

(મૂળ હિંદી પુસ્તક 'ઋષિ દયાનંદ કા ક્રાંતિકારી ચિંતન'નો અનુવાદ)

લેખક : ડૉ.ભવાનીલાલ ભારતીય

અનુવાદક-સંપાદક : ભાવેશ મેરજા

પ્રકાશક : આર્યસમાજ, નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧

પ્રથમ આવૃત્તિ : શ્રાવણ સં.૨૦૬૬ - ઓગસ્ટ ૨૦૧૦

પ્રત : ૬૦૦૦

કિંમત : રૂ. ૧૦-૦૦

મુદ્રક : ક્રિસ્ટલ ફોર્મ્સ લિમિટેડ - અંકલેશ્વર

## ● પ્રાપ્તિસ્થાન ●

- આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, રાયપુર દરવાજા બહાર, અમદાવાદ-૩૮૦૦૨૨
- આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, હાથીખાના, રાજકોટ-૩૬૦૦૦૧
- આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, ઝંડા ચોક પાસે, ગાંધીધામ, જિ.કચ્છ-૩૭૦૨૦૧
- આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, પોરબંદર-૩૬૦૫૭૫
- આર્યસમાજ, નવાડેરા, ભરૂચ-૩૯૨૦૦૧
- આર્યસમાજ, સ્ટેશન રોડ, આણંદ
- આર્યસમાજ, મામા કોઠા રોડ, ભાવનગર
- આર્યસમાજ, ત્રણ હાટડી, ટંકારા, જિ. રાજકોટ
- આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, ધ્રાંગધ્રા
- આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, ખંભાળિયા નાકા, જામનગર-૩૬૧૦૦૫
- આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, સૈજપુર બોઘા, અમદાવાદ-૩૮૨૩૪૫
- આર્યસમાજ, દત્ત એપાર્ટમેન્ટ, મકરપુરા રોડ, વડોદરા
- આર્યસમાજ, સોની ફળિયા, સુરત
- આર્યસમાજ, લખધીરવાસ, મોરબી, જિ. રાજકોટ
- આર્યસમાજ, અડાજણલ બી-૩ શ્રીકૃપા ફ્લેટ્સ, છત્રપતિ શિવાજી માર્ગ, અડાજણ, સુરત
- આર્યસમાજ, સોનીવાડ, પાટણ
- આર્યસમાજ, આર્યસમાજ મંદિર માર્ગ, વિસાવદર, જિ. જૂનાગઢ-૩૬૨૧૩૦
- આર્યસમાજ, સેક્ટર-૨૪, ગાંધીનગર
- આર્યસમાજ, દાતાર રોડ, જૂનાગઢ-૩૬૨૦૦૧
- શ્રી જગદીશભાઈ ઠક્કર, ધનબાઈ ડેલો, ગો.હી.ઠક્કર માર્ગ, જામનગર

# પ્રસ્તાવના

મહર્ષિ દયાનંદનાં જીવન, વ્યક્તિત્વ, વિચાર અને કાર્યનાં અધ્યયન, વિવેચન અને મૂલ્યાંકનમાં મેં મારા જીવનનાં લગભગ પાંસઠ વર્ષ લગાવ્યાં છે. મેં મહર્ષિનાં જીવન અને વિચારોનું અધ્યયન જ્યારે હું આઠમા ધોરણમાં ભણતો હતો અને મારી ઉંમર માંડ પંદરેક વર્ષની હશે ત્યારે શરૂ કરી દીધું હતું. આ દીર્ઘ અવધિમાં દયાનંદ વિષયક મારા લગભગ સાઠથી પણ વધારે ગ્રંથો પ્રકાશિત થઈ ચૂક્યા છે. એમાં પ્રમુખ છે – તેમનાં બે મૌલિક જીવનચરિત્રો, અન્ય લેખકોએ લખેલાં મહર્ષિનાં જીવનચરિત્રોનું સંપાદન, મહર્ષિની વિભિન્ન પ્રચારયાત્રાઓ અને વિભિન્ન સ્થાનોમાં તેમણે કરેલા પ્રવાસોનું વિવરણ, મહર્ષિના અનેક ગ્રંથોનું સંપાદન, મહર્ષિના વિચારો અને કાર્યોનું વિશ્લેષણ તથા મૂલ્યાંકન, મહર્ષિ વિષયક શ્રદ્ધાંજલિ-પરક ગ્રંથોનું સંપાદન, વગેરે.

મહર્ષિ દયાનંદના વિચારો તથા મંતવ્યોનું અધ્યયન આમ તો અનેક વ્યક્તિઓ દ્વારા અનેક દૃષ્ટિબિંદુથી કરવામાં આવ્યું છે. પરંતુ આ વિશેના હજારો ગ્રંથોનું અધ્યયન કર્યા બાદ હું એ નિષ્કર્ષ પર પહોંચ્યો છું કે, દયાનંદના ચિંતનની મૌલિકતા અને ક્રાંતદર્શિતાને સમજવામાં સફળ રહ્યા હોય એવા લેખકો અને વિચારકો બહુ જ જૂજ પાક્યા છે. એક બીજી આશ્ચર્યજનક હકીકત એ છે કે, સ્વયંને સ્વામી દયાનંદ દ્વારા સ્થાપિત આર્યસમાજના અનુયાયી કહેવડાવનારાઓ કરતાં જેઓ ઔપચારિક રૂપે આર્યસમાજ સાથે ક્યારેય જોડાયેલ નથી રહ્યા, પરંતુ જેમણે દયાનંદના વૈચારિક પક્ષનું અત્યંત તત્પરતા, તલ્લીનતા અને નિષ્પક્ષ ભાવે અધ્યયન કર્યું છે એવા કેટલાક ચિંતકો દયાનંદના હૃદયસ્થ ભાવોને અધિક સચ્ચાઈથી આત્મસાત્ કરી શક્યા છે. દયાનંદના એવા વિશ્લેષકોમાં હું યોગી શ્રી અરવિંદ, ફ્રેંચ મનીષી રોમે રોલાં, બંગલા લેખક દેવેન્દ્રનાથ મુખોપાધ્યાય, સાધુ ટી.એલ. વાસવાણી તથા

અલ્લાહાબાદ યુનિવર્સિટીના હિંદી વિભાગના ભૂતપૂર્વ અધ્યક્ષ ડૉ. રઘુવંશની ગણના કરું છું. ઉપર્યુક્ત લેખકોના દયાનંદ વિષયક વિચારો સાથે ભલે આપણે સર્વાંશમાં સહમત ન થઈએ, પરંતુ એટલું તો માનવું જ રહ્યું કે દયાનંદના હૃદયસ્થ ભાવો તથા વિચારોને તથ્યપૂર્ણ શૈલીમાં વિશ્લેષિત કરવામાં તેઓ જરૂર સફળ રહ્યા છે.

હજુ ગત વર્ષે જ મહર્ષિ દયાનંદના ચિંતન અને જીવનદર્શન પર મારું એક મોટું પુસ્તક 'ઋષિ દયાનંદ : સિદ્ધાંત ઔર જીવનદર્શન' પ્રકાશિત થયું છે, જેમાં દયાનંદની વિચાર-સંપદાનું વિસ્તૃત આકલન પ્રસ્તુત કરવામાં આવ્યું છે. એ જ સંદર્ભમાં મેં એ વાતનો અનુભવ કર્યો કે, દયાનંદમાં જરૂર કેટલાંક એવાં ક્રાંતિકારી તત્ત્વો સમાહિત હતાં, જે સામાન્યતઃ અન્ય મહાપુરુષોમાં આપણને જોવા મળતાં નથી. આથી મેં એવાં તત્ત્વોને સૂચિબદ્ધ કર્યાં અને એને થોડા વિસ્તારથી વિવેચિત કરવાનું માનસ બનાવ્યું. તદનુસાર આ પુસ્તકની સામગ્રી તૈયાર થઈ ગઈ. સરસ્વતી સાહિત્ય સંસ્થાન - દિલ્હી દ્વારા તેની પ્રથમ હિંદી આવૃત્તિ 'ઋષિ દયાનંદ કા ક્રાંતિકારી ચિંતન' શીર્ષક હેઠળ તત્કાળ પ્રકાશિત કરવામાં આવી. એ અત્યંત આનંદની વાત છે કે મારા યુવક મિત્ર શ્રી ભાવેશ મેરજાએ આ ઉત્તમ કૃતિને અનૂદિત કરી ગુજરાતી વાચકો માટે સુલભ બનાવી છે. સર્વ પાઠકોને મારું નિવેદન છે કે તેઓ નવજાગરણના પુરોધા મહર્ષિ દયાનંદના ચિંતન વિષયક આ અધ્યયન પર પોતાના વિચારો તથા પ્રતિક્રિયા લેખકને નિમ્ન સરનામે જરૂર પાઠવે.

બુદ્ધ પૂર્ણિમા, વૈશાખ પૂર્ણિમા ૨૦૬૪ વિ. **– (ડૉ.) ભવાનીલાલ ભારતીય**

'રત્નાકર', ૮-૪૨૩ નંદનવન,
જોધપુર (રાજસ્થાન) – ૩૪૨૦૦૮

(અથવા)

'શાંતિ નિકેતન', ૩-૫ શંકર કોલોની,
શ્રી ગંગાનગર (રાજસ્થાન)

# અનુક્રમણિકા



## પરિશિષ્ટ



• • •

# આર્યસમાજના નિયમો

૧. સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨. ઈશ્વર સચ્ચિદાનંદ-સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા-ભણાવવા અને સાંભળવા-સંભળાવવા એ સૌ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્યને ગ્રહણ કરવામાં અને અસત્યને છોડવામાં હંમેશાં તત્પર રહેવું જોઈએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઈએ.

૬. સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ્ય છે. અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી.

૭. સૌની સાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર, યથાયોગ્ય વર્તવું જોઈએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

૯. પ્રત્યેક મનુષ્યે પોતાની જ ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઈએ, પરંતુ સૌની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઈએ.

૧૦. સૌ મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમોમાં પરતંત્ર રહેવું જોઈએ, અને પ્રત્યેક હિતકારી નિયમમાં સૌ સ્વતંત્ર રહે.



## પહેલું સૂત્ર

# જે કંઈ લીધું એ બધું ભારત અને ભારતીયતામાંથી જ લીધું

મહર્ષિ દયાનંદની વિચાર-સંપદા, તેમનું ચિંતન અને તેમની કાર્ય-પ્રણાલી બહુઆયામી હતાં. તેમના ધાર્મિક, સામાજિક અને રાષ્ટ્રીય ચિંતન પર વિશ્વના અનેક પ્રબુદ્ધ ચિંતકો તથા લેખકોએ વિસ્તારથી વિચાર કર્યો છે. તેમના વેદ સંબંધી વિચારો, વેદાધારિત જીવનદર્શન અને સામાજિક ક્રાંતિને પ્રેરિત કરનારા ગતિશીલ કાર્યક્રમોએ લાખો લોકોનું ધ્યાન આકર્ષિત કર્યું હતું. તથાપિ જ્યારે આપણે તેમનાં સાહિત્ય અને જીવન પર સમગ્રપણે દૃષ્ટિપાત કરીએ છીએ, ત્યારે આપણું ધ્યાન તેમના જીવનદર્શન અને મૌલિક સિદ્ધાંતોને ગતિમાન બનાવનારાં કેટલાંક સૂત્રો તરફ જાય છે. આથી આપણે એ જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ કે એવાં તે ક્યાં મૌલિક સૂત્રો હતાં, જેના કારણે મહર્ષિજી ન ફક્ત પોતાના જ યુગ પર પોતાના વિચારોની સ્થાયી છાપ છોડી શક્યા, પરંતુ આવનારા યુગોને પણ પ્રભાવિત કરી શક્યા.

અહીં દયાનંદના ક્રાંતિકારી ચિંતનનાં કેટલાંક મૌલિક ઉત્પ્રેરક સૂત્રોની વિવેચના કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. આ એવાં સૂત્રો છે કે જેના કારણે દયાનંદે ન ફક્ત પોતાના વિચારો અને કાર્યોને જ મહત્ત્વપૂર્ણ બનાવી લીધાં હતાં, પરંતુ સૌએ એમની ઉપયોગિતા અને અપરિહાર્યતાને પણ એક સ્વરમાં માન્યતા આપી હતી. સૌપ્રથમ આપણે જોઈએ છીએ કે દયાનંદની સંપૂર્ણ શિક્ષા-દીક્ષા, તેમનું અધ્યયન તથા વિદ્યાભ્યાસ ભારતની પુરાતન પરંપરાઓ પર આધારિત રહ્યાં હતાં. તેઓ પશ્ચિમના શિક્ષણ તથા ચિંતનના સહેજ પણ સંપર્કમાં આવ્યા નહોતા. છતાં પણ તેમના વિચારો અને કાર્યોમાં જે ગતિશીલતા તથા ભવિષ્યને પિછાનવાની અપૂર્વ સૂઝ નજરે પડે છે, એ પરથી એટલું તો જરૂર સાબિત થાય છે કે માત્ર પશ્ચિમના મુખાપેક્ષી થઈને જ કોઈ પોતાને પ્રગતિશીલ કહે એ જરૂરી નથી.

આ બાબતે આપણે દયાનંદના સમકાલીન તથા તેમના પછી થઈ ગયેલા કેટલાક મહાપુરુષો વિશે જોઈએ કે જેમને ભારતીય નવજાગરણના અગ્રણીઓ માનવામાં આવે છે. ઈતિહાસકારોએ બ્રહ્મસમાજના સંસ્થાપક રાજા રામમોહનરાયને આધુનિક વિચારો ધરાવતા પ્રથમ ભારતીય મહાપુરુષ કહ્યા છે, અને એ સત્ય પણ છે; કારણ કે રાજા રામમોહનરાયે ૧૮૨૮માં બ્રહ્મસમાજની સ્થાપના કરી ધર્મ, સમાજ અને સાર્વજનિક જીવનમાં નવોન્મેષ કર્યો હતો. તેમને એકેશ્વરવાદના જોરદાર સમર્થક તથા સામાજિક સુધારણાના અગ્રપુરુષ માનવામાં આવે છે. તેમ છતાં જો એમ કહેવામાં આવે કે, રામમોહનરાયની વિચાર-સંપદા તથા તેમનો બૌદ્ધિક પક્ષ પશ્ચિમથી

બહુ જ પ્રભાવિત હતાં, તો એમાં કંઈ જ ખોટું નથી. વૈદિક એકેશ્વરવાદની શ્રેષ્ઠતાના પ્રતિપાદક, અને ખ્રિસ્તી મતમાં સ્વીકૃત પિતા, પુત્ર અને પવિત્ર આત્માના ત્રિત્વવાદના આલોચક રામમોહનરાયે ખ્રિસ્તી આચારશાસ્ત્રની શ્રેષ્ઠતા ડગલે ને પગલે ઉદ્‌ઘોષિત કરી હતી. તેઓ ભારતમાં વિદેશી શાસનના સમર્થક હતા અને અંગ્રેજી રાજ્યનાં વરદાનોનું વર્ણન કરવામાં ક્યારેય કંજૂસાઈ દાખવતા ન હતા.

રાજા રામમોહનરાય બાદ બ્રહ્મસમાજનું સુકાન જ્યારે ઋષિકલ્પ દેવેન્દ્રનાથ ટાગોરના હાથમાં આવ્યું ત્યારે એવી આશા બંધાઈ હતી કે, તેઓ આ સમાજને પાશ્ચાત્ય મૂલ્યોથી દૂર રાખી સ્વદેશી તાણાવાણામાં જ આગળ ધપાવશે. પરંતુ બ્રહ્મસમાજનાં તથાકથિત પ્રગતિશીલ તત્ત્વોએ સમાજનું નેતૃત્વ બહુ જ જલદી ખ્રિસ્તી મત તરફ સ્પષ્ટ ઝુકાવ ધરાવતા યુવા નેતા કેશવચંદ્ર સેનના હાથમાં સોંપી દીધું. કેશવચંદ્રની ઈસુ તથા ખ્રિસ્તી મત પ્રત્યેની આસક્તિ તો જગજાહેર છે. તેમણે બ્રહ્મસમાજમાં ખ્રિસ્તી મતનાં આચારગત તત્ત્વોનો પ્રવેશ કરાવ્યો. આ ઉપરાંત રામકૃષ્ણ પરમહંસના સંપર્કમાં આવ્યા બાદ તેમણે હિંદુ દેવતાવાદ અને પૌરાણિક પૂજા-ઉપાસના પદ્ધતિને પણ બ્રહ્મસમાજમાં ઘુસાડવાનો પ્રયત્ન કર્યો. નહિ તો રાજા રામમોહનરાયે તો બ્રહ્મસમાજની સ્થાપના વેદ અને ઉપનિષદોના વિશુદ્ધ બ્રહ્મવાદ પર કરી હતી. કેશવચંદ્ર પણ બ્રિટિશ શાસનના પ્રશંસક અને સમર્થક રહ્યા અને વિદેશી રાજ્યથી તેમણે અસહજતા અનુભવ કરી હોય એવું ક્યારેય બન્યું નથી.

એ વાત ધ્યાનમાં લેવા યોગ્ય છે કે પોતાના કલકત્તા પ્રવાસ દરમિયાન દયાનંદ દેવેન્દ્રનાથ ટાગોર અને કેશવચંદ્ર સેન બંનેના સંપર્કમાં આવ્યા હતા અને તેમણે બહુ જ નિકટતાથી જોયું હતું કે, સૈદ્ધાંતિક દૃઢતાના અભાવમાં બ્રહ્મસમાજ કેવી રીતે વિઘટિત થઈ રહ્યો હતો અને જોતજોતામાં તેમાં પરંપરાવાદીઓ અને કથિત પ્રગતિશીલોએ પોતપોતાના બે પક્ષ ઊભા કરી લીધા હતા. દેવેન્દ્રનાથના શિષ્યો 'આદિ બ્રહ્મસમાજ'ના ઝંડા નીચે સંગઠિત થઈ ગયા, જ્યારે કેશવચંદ્ર અને તેમના અનુયાયીઓએ 'નવવિધાન'ની સ્થાપના કરી ગુરુડમનો એક નવો આડંબર ઊભો કર્યો.

ઓગણીસમી સદીના છેલ્લા દશકમાં દેશવાસીઓએ રામકૃષ્ણ મિશન અને તેના સંસ્થાપક સ્વામી વિવેકાનંદના પુરુષાર્થના દર્શન કર્યાં, જેમણે પોતાની સશક્ત વાગ્મિતા અને વાક્ચાતુર્ય દ્વારા ભારતનાં ધર્મ-સંસ્કૃતિનો વિજયધ્વજ પાશ્ચાત્ય દેશોમાં લહેરાવ્યો હતો. મધ્યકાલીન આચાર્યો દ્વારા પ્રસ્તુત ધારણાઓને કારણે નિરાશા, પલાયન અને અકર્મણ્યતાનું પ્રતીક બનીને રહી ગયેલા અદ્વૈત વેદાંતને આ યુવાન સંન્યાસીએ પુરુષાર્થ અને કર્મનું પર્યાય બતાવ્યું. તેમ છતાં એ વાતનો સ્વીકાર કરવો જ રહ્યો કે, વિવેકાનંદના ચિંતનમાં પશ્ચિમની સહભાગિતા હંમેશથી રહી હતી. તેમનું શાસ્ત્રીય અધ્યયન તલસ્પર્શી અને ગંભીર ન હતું. આથી જ તો તેમણે પ્રો.

મેક્સમૂલરની પ્રશંસા કરવામાં પોતાની સંપૂર્ણ શબ્દ-સંપદા સમાપ્ત કરી દીધી અને તેમને પુરાકાલીન ઋષિઓના અવતાર ઘોષિત કર્યા. જો તેઓ વેદાર્થ કરવામાં મેક્સમૂલરે દાખવેલા પૂર્વાગ્રહપૂર્ણ દૃષ્ટિકોણથી પરિચિત હોત તો તેમને સ્પષ્ટ સમજાઈ ગયું હોત કે, મેક્સમૂલરે વેદોની તુલનામાં ખ્રિસ્તી મતને અધિક મહત્ત્વ આપી પોતાની સાંપ્રદાયિક સંકીર્ણતા અને મતાગ્રહ જ પ્રગટ કર્યાં હતાં. વિવેકાનંદે ક્યારેય બ્રિટિશ શાસન પ્રત્યે વિરક્તિ, અસ્વસ્તિ – અકળામણ અનુભવી ન હતી. ઊલટાના તેઓ પોતાના સમકાલીન બંગાળના ક્રાંતિકારી આંદોલનના મુખર આલોચક રહ્યા. અમેરિકા અને પશ્ચિમના દેશોથી પ્રાપ્ત કરેલી પોતાની પ્રશંસા અને ખ્યાતિથી તેઓ એટલા બધા અભિભૂત હતા કે તેમને પાશ્ચાત્ય દેશોમાં ગુણ જ ગુણ નજરે પડ્યા, જ્યારે ભારતવાસીઓમાં માત્ર દોષ જ દેખાયા. જો વિવેકાનંદે પશ્ચિમનો પ્રવાસ કરી ત્યાંના પઠિત સમુદાયને પોતાના વ્યાખ્યાન-કૌશલ્યથી આશ્ચર્યચકિત ન કર્યો હોત તો એ વાતની બહુ જ અલ્પ સંભાવના હતી કે, તેઓ વિદેશી લોકો સુધી પોતાના વેદાંત આધારિત વિચારો પહોંચાડી શક્યા હોત. વિવેકાનંદ ભારતમાં અંગ્રેજી પઠિત સમુદાયને તો થોડાઘણા અંશે પ્રભાવિત કરી શક્યા, પરંતુ આ દેશના બૃહદ્ માનવ સમુદાયના સર્વતોમુખી ઉત્થાનમાં તેઓ કોઈ વિશિષ્ટ યોગદાન કરી શક્યા, એમ કહેવું તો જરૂર અતિશયોક્તિભર્યું ગણાશે. આજે પણ પ્રત્યક્ષ જોઈ શકાય છે કે, રામકૃષ્ણ-વિવેકાનંદ સાહિત્યના પાઠકો અને તેમના મઠોમાં થતાં પ્રવચનોના શ્રોતાઓ પ્રાયઃ આભિજાત્ય વર્ગના લોકો જ હોય છે, અને મહાનગરોમાં આવેલા તેમના મઠોમાં રામકૃષ્ણ મતાનુયાયી સ્વામીઓનાં ભાષણો પણ બહુધા અંગ્રેજીમાં જ યોજાતાં હોય છે. ટૂંકમાં, વિવેકાનંદે પશ્ચિમ પાસેથી જેટલું ગ્રહણ કર્યું તેની તુલનામાં તેઓ આ દેશની બૌદ્ધિક સંપદાને કમ ગ્રહણ કરી શક્યા.

હવે આગળ ચાલીએ : વીસમી સદીના ભારતીય નેતાઓ – ચાહે તેઓ સામાજિક ક્ષેત્રમાં કામ કરનારા હોય કે રાષ્ટ્રીય રાજનીતિના ધુરંધરો હોય – તેઓ બધા જ પશ્ચિમથી પ્રભાવિત હતા. શ્રી અરવિંદ ઘોષે ઇંગ્લૅન્ડમાં રહીને આઈ.સી.એસ.નું શિક્ષણ લીધું હતું. લોકમાન્ય તિલક ધર્મ અને દર્શનના અદ્વિતીય પંડિત હતા, પરંતુ તેમણે વેદોની કાલગણના (પ્રાચીનતા) નક્કી કરવામાં ભયંકર ભૂલ કરી અને ધ્રુવ પ્રદેશને વેદોના પ્રાદુર્ભાવ-સ્થાન તરીકે ઘોષિત કર્યો. (દ્રષ્ટવ્ય : તિલક રચિત 'આર્કટિક હોમ ઇન ધ વેદાઝ') સામાજિક ચિંતનની દૃષ્ટિએ પણ તેઓ પુરાણપંથી અને અનુદાર હતા. જ્યારે દયાનંદના જ એક શિષ્ય એવા ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેએ 'ઑલ ઇન્ડિયા સોશ્યલ કૉન્ફરન્સ'ના મંચ પરથી વ્યાપક સ્તર પર સમાજ-સુધારણાને અનુકૂળ કાર્યક્રમ ચલાવ્યો, ત્યારે તિલક તેમના મુખ્ય વિરોધકર્તા બન્યા. તિલકની દલીલ એવી હતી કે એકવાર આપણે સ્વતંત્ર થઈ જઈએ પછી સમાજ-સુધારણાનું કાર્ય આપણી રીતે કરીશું. તેઓ સમાજ-સુધારણાને કાનૂનની મદદથી લાગુ કરવાના

વિરોધી હતા. આથી જ્યારે સુધારક વર્ગ દ્વારા 'એજ ઑફ કન્સેન્ટ' નામનું બિલ કેન્દ્રીય ધારાસભામાં પ્રસ્તુત કરવામાં આવ્યું ત્યારે તિલક તેના વિરોધમાં આગળ આવ્યા. આ બિલનો આશય નાની વયની બાળ વધૂઓ સાથે આચરવામાં આવતા યૌન સંબંધને પ્રતિબંધિત કરવાનો હતો. ગાંધીજીએ પોતાના આચાર-વિચાર અને વ્યવહારમાં ભારતીયતા જરૂર અપનાવી હતી, પરંતુ પોતાનું જીવનદર્શન નિર્ધારિત કરવામાં તેમણે પાશ્ચાત્ય વિચારકોમાંથી સ્પષ્ટ પ્રેરણા ગ્રહણ કરી હતી. 'આત્મકથા'માં તેમણે એ વાતનો સ્વીકાર કર્યો છે કે, જૉન રસ્કિનના 'અન ટુ ધિસ લાસ્ટ' પુસ્તકમાં વર્ણિત વિચારોએ મારા અસહયોગ અને સત્યાગ્રહ વિષયક વિચારોને પ્રભાવિત કર્યા છે, અને હું રશિયન લેખક ટૉલ્સટૉયની વિચારધારાથી પણ અત્યધિક પ્રભાવિત થયો છું. પં. જવાહરલાલ નેહરુની સ્પષ્ટભાષિતા તો વખાણવી જ રહી કે જ્યારે તેઓ સ્વયં કહે છે કે, મારું શિક્ષણ પાશ્ચાત્ય ઢંગનું રહ્યું, મારું લાલનપાલન મુસલમાની ચાલચલગત અનુસાર થયું, અને હિંદુ તો હું માત્ર હિંદુ કુળમાં જન્મ લીધો હોવાથી (By accident) જ છું, જેને માત્ર એક સંયોગ જ સમજવો રહ્યો. રાજપુરુષોની વાત બાજુ પર રાખીએ તોપણ આપણે જોઈએ છીએ કે ડૉ. રાધાકૃષ્ણન જેવા આપણા લગભગ તમામ દાર્શનિકો તથા ચિંતકો પશ્ચિમની વિચારધારાથી અનુપ્રાણિત હતા.

**દયાનંદ સો ટકા ભારતીય :** આથી વિપરીત સ્વામી દયાનંદને જોઈએ : પાશ્ચાત્ય શિક્ષણ અને સંસ્કારો સાથે તેમનો લેશમાત્ર સંબંધ ન હતો. જ્યારે કેશવચંદ્ર સેને તેમને ઇંગ્લૅન્ડ જઈને ધર્મ-પ્રચાર કરવાનું સૂચન કર્યું ત્યારે તેમણે વિનમ્રતાપૂર્વક કહી દીધું કે, હજુ તો મારે સ્વદેશમાં જ પૂરતા સમય માટે કામ કરવાનું છે. દયાનંદને વૈચારિક પ્રેરણા ભારતનાં પ્રાચીન શાસ્ત્રો, અહીંના ધર્મ, દર્શન અને ચિંતનમાંથી મળી હતી. તેઓ યુનાનના દાર્શનિકો અને મિલ, બેન્થમ, કાંટ વગેરે યુરોપિયન વિચારકોનાં મંતવ્યોથી અપરિચિત હતા. પશ્ચિમમાં પ્રજાતંત્રના ઉદ્ભવની જાણકારી હોવા છતાંય તેઓ આર્યસમાજમાં જે પ્રજાતંત્રને સ્થાપિત કરવા માંગતા હતા તે સર્વાંશમાં તેમની મૌલિક ઉદ્ભાવના જ હતી. તેમના પ્રેરણા-સ્રોત વેદ, ઉપનિષદ્, સૂત્ર, સ્મૃતિ, પુરાતન ઇતિહાસ વગેરે હતા; અને હિંદી, સંસ્કૃત અને માતૃભાષા ગુજરાતી સિવાય તેઓ ચોથી કોઈ ભાષાનું સામાન્ય જ્ઞાન પણ ધરાવતા ન હતા. ઇતિહાસકારોએ આ હકીકતનો સ્વીકાર કર્યો છે કે, દયાનંદનું ધર્મ-આંદોલન સોએ સો ટકા – વિશુદ્ધ અર્થમાં – ભારતીય હતું. ડૉ. રામધારીસિંહ દિનકર અને ડૉ. રામવિલાસ શર્માએ પોતાના ગ્રંથોમાં આ તથ્યને સતર્ક અનુમોદિત કર્યું છે. આ જ તથ્યની પુષ્ટિ ફ્રેંચ લેખક રોમે રોલાંએ આ શબ્દોમાં કરી છે : "કેશવચંદ્ર સેનના પ્રભાવનું નિરાકરણ કરવા અને ભારતને પશ્ચિમના રંગમાં રંગવા માટે કરવામાં આવતા તમામ પ્રયાસોને દૂર કરવા માટે દયાનંદની વિચારધારાએ એક વિશુદ્ધ ભારતીય સમાજ સંગઠનને જન્મ આપ્યો."

## બીજું સૂત્ર

# સંસ્કૃતમાં લખાયેલા બધા જ ગ્રંથો 'શાસ્ત્ર' નથી

ભારતીય ધર્મ અને દર્શનમાં શાસ્ત્રોને અત્યંત મહત્ત્વ આપવામાં આવ્યું છે. ગીતામાં કૃષ્ણની પ્રસિદ્ધ ઉક્તિ છે કે, જે શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને સ્વેચ્છાચાર આચરે છે તેને ન તો સ્વકાર્યમાં સિદ્ધિ મળે છે અને ન તો મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૧] એટલા માટે કૃષ્ણ મહારાજે કાર્ય-અકાર્યના નિર્ણયમાં શાસ્ત્રના માર્ગદર્શનને મહત્ત્વપૂર્ણ માન્યું છે.[૨] શરૂઆતથી જ ભારતીય ધર્મચિંતનમાં શાસ્ત્રોને અપૌરુષેય તથા પૌરુષેય એમ બે ભાગોમાં વિભાજિત કરવામાં આવ્યાં છે. વેદોને અપૌરુષેય તથા ઈશ્વર-પ્રદત્ત અનાદિ જ્ઞાનરૂપે સ્વીકારવામાં આવ્યા છે, જ્યારે આ અપૌરુષેય વેદોને અનુકૂળ તથા તેનાં મંતવ્યોના સમર્થન અને વ્યાખ્યારૂપે લખવામાં આવેલા શાસ્ત્રોને પૌરુષેય માનવામાં આવ્યાં છે. ભારતીય આર્યોએ વેદોની અપૌરુષેયતાનો સર્વસંમતિથી સ્વીકાર કર્યો હતો. વૈશેષિક દર્શનની સંમતિમાં પરમપુરુષનું વચન હોવાથી વેદોને પ્રમાણ માનવામાં આવે છે.[૩] વેદાંત દર્શનના રચયિતા મહર્ષિ બાદરાયણ વ્યાસે પરમાત્માને વેદશાસ્ત્રનું કારણ અર્થાત્ ઉદ્‌ગમ બતાવ્યા – **શાસ્ત્રયોનિત્વાત્ ।** (૧.૧.૩)

આગળ જતાં વેદોનાં પઠનપાઠન અને અધ્યયન-અધ્યાપનને સુચારુ તથા સુવ્યવસ્થિત કરવા માટે વેદાંગ, બ્રાહ્મણ ગ્રંથ, ઉપનિષદ્ તથા આરણ્યક સંજ્ઞા ધરાવતા ગ્રંથોની રચના થઈ. આ ગ્રંથોને કારણે વેદાર્થ સમજવામાં સહાયતા મળી. સાથે સાથે વેદોમાં જે આધ્યાત્મિક તેમ જ દાર્શનિક વિષયોનો સંકેત માત્રથી ઉલ્લેખ કરવામાં આવ્યો હતો તેનો ઉપનિષદકાર ઋષિઓએ વિસ્તાર કર્યો અને આર્યોના સર્વોચ્ચ બ્રહ્મવાદની સ્થાપના કરી. જ્યારે સૂત્ર શૈલીમાં દર્શન ગ્રંથોની રચના થઈ ત્યારે ઈશ્વર, જીવ અને પ્રકૃતિ નામનાં ત્રણ અનાદિ તત્ત્વો, સૃષ્ટિરચનાનું ઉપાદાન તથા તેનો ક્રમ, પરમાત્માની ઉપાસના, આર્યોનું તર્કશાસ્ત્ર તથા વૈજ્ઞાનિક ચિંતન અને વૈદિક કર્મકાંડનું નિરૂપણ આ ગ્રંથોમાં તાર્કિક શૈલીમાં કરવામાં આવ્યું. સાંખ્ય દર્શને સંસારના મૂળ ઉપાદાન પ્રકૃતિ તથા તેમાંથી વિકાસપૂર્વક થતી સૃષ્ટિરચના સમજાવી, જ્યારે વૈશેષિક દર્શને જડ તત્ત્વના સૂક્ષ્મતમ એકમ એવા 'અણુ'નું સતર્ક વિવેચન પ્રસ્તુત કર્યું. ન્યાય દર્શને 'પ્રમાણ' અને 'પ્રમેય' નામનાં બે તત્ત્વોમાં સમસ્ત સૃષ્ટિ પ્રપંચને સમેટ્યો અને પ્રમાણ વિચાર અંતર્ગત સત્યને જાણવાનાં કારણો (પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ વગેરે)ની વિશદ આલોચના કરી, અને પ્રમેય અંતર્ગત ચેતન અને જડ તત્ત્વોની ગહન સમીક્ષા કરી. વેદાંત દર્શને સૃષ્ટિના નિમિત્ત કારણ બ્રહ્મની ઊંડી વિવેચના કરી, જ્યારે યોગ દર્શને અષ્ટાંગ યોગના આચરણ દ્વારા સમાધિને સિદ્ધ કરવા માટે એ સર્વોચ્ચ

પરમાત્મ તત્ત્વ સુધી પહોંચવાનો માર્ગ બતાવ્યો. વૈદિક યજ્ઞોના સમ્યક્ વિચાર માટે મીમાંસા દર્શનની રચના થઈ અને બ્રાહ્મણ ગ્રંથોમાં આવતા યજ્ઞ વિષયક પ્રસંગો પર વિચાર કરવામાં આવ્યો.

કાળાંતરે આ દર્શનોની વ્યાખ્યા, વિવેચના તથા એમાં વિવેચિત વિષયોની વિશદ મીમાંસામાં સેંકડો ગ્રંથો લખવામાં આવ્યા. પરંતુ આ પરવર્તી ગ્રંથ-લેખકો એ સત્યને સમજી ન શક્યા કે, આ છએ દર્શનોએ સર્વથા પૃથક્ પૃથક્ વિષયોની વિવેચના કરી છે; આથી એ બધાંને એક બીજાનાં વિરોધી સમજવાની ભૂલ ન કરવી જોઈએ. સ્વામી દયાનંદ પ્રથમ ચિંતક હતા કે જેમણે બતાવ્યું કે ઋષિઓ દ્વારા પ્રવર્તિત આ દર્શનો એક બીજાનાં વિરોધી નથી, બલ્કે પૂરક છે; કારણ કે એમાં પ્રસ્તુત થયેલા વિષયો સમન્વિત રૂપે આપણી સમક્ષ ઉપસ્થિત થતા દાર્શનિક પ્રશ્નોનું સમાધાન કરે છે.[૪]

**આર્ષ મહાકાવ્યો :** આદર્શ મહાપુરુષોનાં જીવનવૃત્ત તથા એમની ઉદાત્ત શિક્ષાઓનું નિરૂપણ કરનારાં વાલ્મીકિ પ્રણીત રામાયણ અને કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ પ્રણીત મહાભારત જેવાં આર્ષ કાવ્યોને પણ 'શાસ્ત્ર'ની સંજ્ઞા પ્રાપ્ત થઈ; કારણ કે એમાં રામ, કૃષ્ણ, ભીષ્મ અને યુધિષ્ઠિર જેવા લોકોત્તર ચારિત્ર્ય ધરાવતા આદર્શ મહાપુરુષોનાં અનુકરણીય જીવનચરિત્રો વર્ણિત કરવામાં આવ્યાં છે. આ રીતે આર્ય શાસ્ત્રોનો ટૂંક પરિચય આપવો પણ ઘણું સ્થાન માંગી લેતો હોઈ અત્રે એમ કહેવું યોગ્ય રહેશે કે અપૌરુષેય વેદોથી આરંભ કરી મહાભારતનાં ગીતા, વિદુરનીતિ વગેરે વિભિન્ન પ્રકરણોમાં વિવેચિત ધર્મ, તત્ત્વજ્ઞાન, નૈતિક અને આચારમૂલક શિક્ષાઓ આપણાં શાસ્ત્રોના એવા પ્રોજ્જ્વલ તથા ઉદાત્ત પ્રસંગો છે કે જેના પર સંપૂર્ણ માનવતા આજે પણ ગૌરવ અનુભવ કરે છે.

**અસત્ શાસ્ત્રોનો ઉદ્ભવ :** ઉન્નતિ અને અવનતિ, પ્રગતિ અને પ્રતિગામિતા, આગળ ધપવાની પ્રવૃત્તિ અને યથાસ્થિતિવાદ – આ બધું સાથે સાથે ચાલતાં રહે છે. આથી જ મહાભારતના યુગ સુધી શાસ્ત્રોના ઉત્કર્ષનો સમય રહ્યો તો મહાભારતના યુદ્ધ પછી દેશમાં ફેલાયેલી દુર્દશા, અધોગતિ અને પતનના કારણે 'શાસ્ત્ર' તરીકે ઓળખાતા ગ્રંથોમાં પણ વિકૃતિઓ પ્રવેશી, અને શાસ્ત્રના નામે એવા એવા ગ્રંથો લખવામાં આવ્યા કે જે અશ્લીલ, પ્રકૃતિ તેમ જ સૃષ્ટિક્રમ વિરુદ્ધ તથા અનૈતિક આચરણને પ્રોત્સાહન આપનારા હતા. એવા ગ્રંથ-સમુદાયમાં શાક્ત મતના વિકૃત રૂપ એવા વામમાર્ગના પ્રચાર અને સમર્થનમાં લખાયેલાં તંત્રો તથા શૈવ, વૈષ્ણવ, શાક્ત, સૌર અને ગાણપત્ય સંપ્રદાયોનાં માન્ય વિભિન્ન દેવી-દેવતાઓની પૂજા-ઉપાસના વગેરેનું પ્રતિપાદન કરતાં અઢાર પુરાણો વગેરેની ગણના થાય છે. સ્વામી દયાનંદે તંત્રો અને પુરાણોની શિક્ષાઓને અનૈતિક, સૃષ્ટિક્રમ-વિરુદ્ધ અને માનવ-બુદ્ધિને વિકૃત કરનારી

બતાવી છે. સમય જતાં જ્યારે સાત્ત્વિક આચરણને મહત્ત્વ આપનારા વૈષ્ણવ મત અને ભક્તિવાદનો ફેલાવો થયો ત્યારે તંત્રોના પ્રચારમાં ન્યૂનતા આવી. તેમ છતાં આસામ અને બંગાળ જેવા શાક્ત મતને પ્રશ્રય આપનારા ક્ષેત્રોમાં ભ્રષ્ટ વામાચારના સમર્થક તંત્ર સાહિત્યનું પ્રચલન યથાવત્ રહ્યું. સ્વામી વિવેકાનંદ જેવા વેદાંતવાદી સાધુએ એ હકીકતનો ખેદપૂર્વક સ્વીકાર કર્યો છે કે, સદાચારનો નાશ કરનારો વામમાર્ગ અને તેનું નિરૂપણ કરનારા તંત્ર ગ્રંથો બંગાળનાં ઘરે ઘરે પોતાનું આધિપત્ય જમાવી બેઠા છે.[૫]

**સંસ્કૃતમાં લખાયેલો હોવા માત્રથી જ કોઈ ગ્રંથ 'શાસ્ત્ર' બની જતો નથી :** આ જ પરિપ્રેક્ષ્યમાં સ્વામી દયાનંદના આ સોનેરી સૂત્રને પરખવું રહ્યું, જેમાં કહેવાયું છે કે સંસ્કૃતમાં લખાયેલો કે સ્વયંને ધર્મ-નિરૂપક ઘોષિત કરતો હોવા માત્રથી જ કોઈ ગ્રંથ ન તો ધર્મ-ગ્રંથ સિદ્ધ થઈ જાય છે, અને ન તો માન્ય ઠરે છે. રામચરિતમાનસ જેવાં લૌકિક કાવ્યો, હનુમાન ચાલીસા, શિવમહિમ્ન વગેરે સ્તોત્ર અને સત્યનારાયણની કથા જેવા નવીન અને બનાવટી ગ્રંથોને પણ માન્યતા અને પ્રામાણિકતાની દૃષ્ટિએ વેદ અને ઉપનિષદ્ જેવાં સત્ય શાસ્ત્રોના સમાન સ્તરે મૂકવામાં આવ્યાં એ હકીકત શાસ્ત્ર-સમુદાયમાં ફેલાયેલી વિકૃતિ અને અરાજકતા જ સૂચવે છે, જેની સખેદ નોંધ લેવી ઘટે. એક ધર્માચાર્યે તો ગર્વભેર કહ્યું કે, અમારી દૃષ્ટિએ તો વેદાદિ સત્ય શાસ્ત્ર અને હનુમાન ચાલીસા વગેરે મધ્યકાલીન સર્વ ગ્રંથો સમાનરૂપે માન્ય, પૂજ્ય અને સ્વીકાર્ય છે. આવી વિવેકશૂન્ય ઉક્તિને દુરાગ્રહ અને હઠ સિવાય બીજું શું કહી શકાય ?

આર્ય શાસ્ત્રોમાં આવેલી આ વિકૃતિ અને દુર્દશા જોઈને દયાનંદે સ્પષ્ટ શબ્દોમાં ઘોષણા કરી કે, સંસ્કૃતમાં લખાયેલી પ્રત્યેક રચનાને 'શાસ્ત્ર'ની સંજ્ઞા આપી શકાય નહિ. તેમણે સ્પષ્ટ કર્યું કે, વેદો પછી રચાયેલા ફક્ત એ જ ગ્રંથોનો પ્રમાણ-કોટિમાં સમાવેશ થઈ શકે છે, જેની રચના વિમલ મેધાસંપન્ન, વિવેકશીલ અને આર્ષપ્રજ્ઞાના સ્વામી એવા ઋષિ કોટિના મહાનુભાવો દ્વારા કરવામાં આવી હોય. શાસ્ત્રોના નામે પ્રસિદ્ધ બૃહદ્ ગ્રંથ-સમુદાયમાં ક્યા ગ્રંથો માન્ય છે અને ક્યા ગ્રંથો અમાન્ય છે, એ જાણવા માટે મહર્ષિ દયાનંદે આપણને જે કસોટીઓ આપી છે, એ પૈકી સૌથી પ્રમુખ છે — ઋષિકૃત ગ્રંથોમાં જોવા મળતો પ્રખર બુદ્ધિવાદ, વિષય-વિવેચનમાં જોવા મળતી સરળતા અને સુગમતા, તથા વેદો પ્રત્યેનો પૂજ્યભાવ. આથી વિપરિત, અનાર્ષ બુદ્ધિના લેખકો પોતાના વિવેચનને જટિલ અને દુરૂહ બનાવે છે, અને એમના લેખનમાં હઠ, દુરાગ્રહ વગેરે દોષો જોવા મળે છે.[૬]

સ્વામી દયાનંદનું તો એમ પણ કહેવું છે કે, છએ દર્શનશાસ્ત્રોને લઈને જે મધ્યકાલીન સાહિત્ય લખવામાં આવ્યું છે, એમાં આર્ષ (ઋષિપ્રોક્ત) મંતવ્યો પ્રત્યેનો તિરસ્કાર જોવા મળે છે, અને સ્વ-કલ્પિત વિચારો તથા અસત્ય, હઠ અને દુરાગ્રહપૂર્ણ વિચારોને જ વિશેષ સ્થાન આપવામાં આવ્યું છે. પ્રમાણ તરીકે દયાનંદ કહે છે કે,

બાદરાયણનાં વેદાંતસૂત્રમાં બ્રહ્મ તત્ત્વની સ્વચ્છ, સરળ અને હૃદયગ્રાહી વિવેચના કરવામાં આવી છે. જ્યારે મધ્યકાલીન શંકરાચાર્ય અને તેમના અદ્વૈતવાદી શિષ્યોએ આ સૂત્રોની જે ટીકાઓ અને વ્યાખ્યાઓ લખી છે તે અતિ જટિલ, શબ્દાડંબરયુક્ત, સૂત્રકારના મૂળ અભિપ્રાયથી દૂર ફંટાયેલ તથા સ્વયંપોષિત અદ્વૈતવાદ, માયાવાદ અને જગન્મિથ્યાવાદ જેવા સિદ્ધાંતોના આગ્રહરૂપી અંધકારથી આવૃત્ત છે. આ જ રીતે દયાનંદને ગૌતમ પ્રણીત ન્યાયદર્શન અને તેનું વાત્સ્યાયન મુનિ રચિત ભાષ્ય નિર્દોષ જણાયાં. પરંતુ કાળાંતરે નદિયા (નવદ્વીપ – બંગાળ)માં જન્મેલા નવ્ય-ન્યાયને તેમણે માત્ર શબ્દાડંબરપૂર્ણ, કાક-ધ્વનિ જેવું નિરર્થક અને પ્રમેય (ઈશ્વર, જીવ, પ્રકૃતિ) તત્ત્વની ઉપેક્ષા કરી માત્ર પ્રમાણ-મીમાંસામાં જ પોતાની બૌદ્ધિક શક્તિનો અપવ્યય કરનારું બતાવ્યું. તેમણે પ્રમાણ-પુરસ્સર સિદ્ધ કર્યું કે સાંખ્યની સેશ્વર (સ-ઈશ્વર અર્થાત્ ઈશ્વરને માન્યતા આપનારી) વ્યાખ્યાની અવગણના કરી તેને નિરીશ્વરવાદી બતાવવું, વૈશેષિક અને મીમાંસામાં ઈશ્વરવાદની અનુપસ્થિતિ બતાવવી, અને પતંજલિના રાજયોગની ઉપેક્ષા કરી ફક્ત શરીર-સાધનાને જ હઠયોગના નામે શ્રેષ્ઠતા પ્રદાન કરવી, વગેરે – આ બધું આવી જ અનાર્ષ બુદ્ધિ ધરાવતા લોકોનું કામ હતું. સ્વામી દયાનંદ આ દર્શનો પર લખાયેલાં ઋષિકૃત ભાષ્યોના સમર્થક હતા.

**સાચાં શાસ્ત્રોની કસોટી** : દયાનંદે એ વાત પર સર્વોપરિ ભાર મૂક્યો કે કોઈ ગ્રંથને 'શાસ્ત્ર'ની સંજ્ઞા તો જ મળી શકે, જો તેમાં તાર્કિક, યુક્તિસિદ્ધ, વૈજ્ઞાનિક, સૃષ્ટિક્રમ અનુકૂળ અને મનુષ્યના વિવેકને પોષિત, વિકસિત અને જાગૃત કરનારી વાતો હોય. શાસ્ત્રનાં મુખ્ય ઓળખ તત્ત્વો આ જ હોઈ શકે છે. તેમણે નિરુક્ત અને મનુ વગેરે શાસ્ત્રોકારોનાં પ્રમાણોના આધારે બતાવ્યું કે, ઋષિ કોટિના પ્રામાણિક પુરુષોના અભાવમાં તર્કની જ સંજ્ઞા 'ઋષિ' છે,[૭] અને તર્કાનુમોદિત આચારવિચાર અને વિશ્વાસને જ 'ધર્મ' કહેવો જોઈએ.[૮] ફક્ત સંસ્કૃતમાં લખાયેલ હોવા માત્રથી જ કોઈ ગ્રંથ 'શાસ્ત્ર' બની જતો નથી. મધ્યયુગમાં અધિકાંશ ગ્રંથો માનવવિકાસને કુંઠિત કરનારા અને એમાં અંધવિશ્વાસ, રૂઢિવાદ અને કૂપમંડૂકતાની પ્રવૃત્તિ વધારનારા લખવામાં આવ્યા, અને એને જ 'ધર્મગ્રંથ' માની લેવામાં આવ્યા. પુરાણોમાં વર્ણિત મૂર્તિપૂજા, અવતારવાદ, જળાશય વગેરેમાં કરવામાં આવતી તીર્થબુદ્ધિ અને એકાદશી વગેરે વ્રતો કરવાથી મોક્ષલાભ થાય જેવા અનેક અંધવિશ્વાસોના વિરોધમાં દયાનંદે ક્રાંતિનો શંખનાદ ફૂંક્યો. દયાનંદ-ચરિતના વિદ્વાન લેખક દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે અનાર્ષ ગ્રંથોમાં બુદ્ધિ-વિરુદ્ધ તથા અંધવિશ્વાસોને પ્રોત્સાહિત કરનારા જે નુસખાઓ લખવામાં આવ્યા છે, તેનો નમૂનો પેશ કરતાં સટીક લખ્યું છે : "આધુનિક યુગના વ્યવસ્થાપકો અને સંગ્રહકર્તાગણ ભવદેવ ભટ્ટ, શૂલપાણિ, સ્માર્ત રઘુનંદન વગેરે વૃષોત્સર્ગાદિ શ્રાદ્ધના વિષયમાં વિશદ વ્યાખ્યા કરી ગયા છે; એટલે સુધી કે છીંક કે ગરોળી વગેરેથી થતાં શુભ-અશુભ ફળ સંબંધી વ્યાખ્યાઓ પણ આપી ગયા

છે ! પરંતુ એમના ગ્રંથોમાં રાષ્ટ્રીય પ્રશ્નોની ચિંતા કે ચર્ચા ક્યાંય જોવા મળતી નથી.''[૯]

અનાર્ષ ગ્રંથો પ્રત્યે દયાનંદના આક્રોશ પાછળ મુખ્યત્વે બે કારણો રહ્યાં છે : (૧) એ ગ્રંથો વૈજ્ઞાનિક ચિંતનને નિરુત્સાહિત કરે છે અને અંધવિશ્વાસો, મૂઢતાપૂર્ણ આગ્રહો અને નિરર્થક કર્મકાંડોને પ્રશ્રય આપે છે. (૨) એ ગ્રંથોની રચના સાંપ્રદાયિક આગ્રહવશ કરવામાં આવી છે. શૈવ, વૈષ્ણવ, શાક્ત વગેરે મતોના પરસ્પરના વિદ્વેષને વધારવામાં અને સામાજિક સમરસતાનો દાટ વાળવામાં એ ગ્રંથોની મુખ્ય ભૂમિકા રહી છે. પુરાણોનું સાત્ત્વિક, રાજસ અને તામસ કોટિઓમાં કરવામાં આવતું વિભાજન જ એ ગ્રંથોની નિકૃષ્ટતા સૂચવે છે. એ ગ્રંથોના પ્રચાર-પ્રસારથી રાષ્ટ્રીય એકતાને હાનિ પહોંચે છે, અને સામાજિક સદ્‌ભાવની પણ ક્ષતિ થાય છે.

**શાસ્ત્ર-ગ્રંથોને દૂષિત કરવામાં આવ્યા :** સ્વામી દયાનંદની એ સ્થાપના પણ સ્વીકારવા લાયક છે કે કેટલાક સ્વાર્થી, દ્વેષી અને પોતાના સંપ્રદાય પ્રત્યે તીવ્ર આસક્તિ – અનુરક્તિ ધરાવતા ક્ષુદ્રમનસ્ક મનુષ્યોએ પોતાના અતિ ક્ષુદ્ર સ્વાર્થોની પૂર્તિ માટે (વેદો સિવાયના અન્ય) શાસ્ત્ર ગ્રંથોમાં અનેક મિથ્યા પ્રસંગો જાણીજોઈને પ્રક્ષિપ્ત કરી દીધા છે. આવા પ્રક્ષિપ્ત અંશ ઉપનિષદોમાં પણ ક્યાંક ક્યાંક જોવા મળે છે. પરંતુ રામાયણ અને મહાભારત જેવા આર્ષ ઈતિહાસ ગ્રંથોમાં તો આવા મિથ્યા પ્રસંગોની ભરમાર છે. પુરાણોના પ્રબળ પક્ષપોષક પં. ગિરિધર શર્મા ચતુર્વેદી અને પં. માધવાચાર્ય જેવા કથિત સનાતન ધર્મના પ્રવક્તાઓએ પણ આ સત્યનો સ્વીકાર કર્યો છે કે, ફક્ત રામાયણ અને મહાભારતમાં જ નહિ, બલ્કે પુરાણોમાં પણ સમય સમય પર અનેક મિથ્યા વાતો ઘુસાડવામાં આવી છે. આવી સ્થિતિમાં એ ગ્રંથોને કેમ કરીને માન્ય ઠેરવી શકાય ?

અંતે સ્વામી દયાનંદનું એ કથન આપણને બિલકુલ વાજબી જણાય છે કે, માત્ર સંસ્કૃતમાં લખાયેલ હોવાથી કે કોઈ પ્રસિદ્ધ વ્યક્તિની રચના હોવાથી જ કોઈ ગ્રંથનો સમાવેશ શાસ્ત્રની કોટિમાં થઈ શકતો નથી. આવી નીડર ઘોષણા કરી દયાનંદે સત્ય ધર્મની શોધ કરનારા જિજ્ઞાસુઓને શાસ્ત્રોનું વિવેકપૂર્વક અધ્યયન કરવાની અને એમાં વર્ણિત વિષયોની યથાયોગ્ય પરીક્ષા કર્યા બાદ જ એનો સ્વીકાર કરવાની ભલામણ કરી છે. શાસ્ત્ર-વિષયક આવા વિવેક દ્વારા જ આપણે સત્ય શાસ્ત્રોની નિકટ પહોંચી શકીશું, અને તો જ જેણે આપણો વિવેક કુંઠિત કર્યો છે અને આપણા સામાજિક અને રાષ્ટ્રીય ઐક્યને પલીતો લગાડવાનું કામ કર્યું છે, એવા 'શાસ્ત્ર' નામધારી પેલા તમામ મિથ્યા ગ્રંથોના કૂડા-કચરાથી આપણે આપણું દામન બચાવી શકીશું.

## પાદટિપ્પણ

૧. યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ । ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખં ન પરાંગતિમ્ ॥ (૧૬.૨૩)

૨. તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્ય વ્યવસ્થિતૌ । જ્ઞાત્વા શાસ્ત્ર વિધાનોક્તં કર્મકર્તુમિહાર્હસિ ॥ (૧૬.૨૪)

૩. તદ્વચનાદામ્નાયસ્ય પ્રામાણ્યમ્ । (૧.૧.૩)

૪. "સૃષ્ટિનાં જે કર્મ-કારણ છે તેની વ્યાખ્યા મીમાંસામાં, સમય (કાલ)ની વ્યાખ્યા વૈશેષિકમાં, ઉપાદાન-કારણ (પ્રકૃતિ – પરમાણુ)ની વ્યાખ્યા ન્યાયમાં, પુરુષાર્થની વ્યાખ્યા યોગમાં, તત્ત્વોના અનુક્રમથી પરિગણનની વ્યાખ્યા સાંખ્યમાં અને નિમિત્ત કારણ જે પરમેશ્વર છે તેની વ્યાખ્યા વેદાંત શાસ્ત્રમાં છે." – સત્યાર્થપ્રકાશ : ત્રીજો સમુલ્લાસ.

૫. દ્રષ્ટવ્ય – 'સ્વામી દયાનંદ ઔર સ્વામી વિવેકાનંદ : એક તુલનાત્મક અધ્યયન' - ડૉ. ભવાનીલાલ ભારતીય

૬. "મહર્ષિ લોકોનો આશય જ્યાં સુધી બને ત્યાં સુધી સુગમ અને જેને ગ્રહણ કરવામાં સમય થોડો લાગે એ પ્રકારની રચના કરવાનો હોય છે. જ્યારે ક્ષુદ્રાશય લોકોની મનસા એવી હોય છે કે જ્યાં સુધી બને ત્યાં સુધી કઠિન રચના કરવી." – સત્યાર્થપ્રકાશ : ત્રીજો સમુલ્લાસ.

૭. નિરુક્તમાં તર્કને 'ઋષિ'નો સ્થાનાપન્ન – સમાન માનવામાં આવ્યો છે.

૮. તર્ક દ્વારા જ ધર્મનું અનુસંધાન કરવામાં આવે છે. 'યસ્તર્કેણાનુસંધત્તે સ ધર્મં વેદ નેતરઃ ।' (૧૨.૧૦૬)

૯. ગ્રંથકારની ભૂમિકા

## *મહર્ષિ દયાનંદ*

*"હું આધુનિક ભારતના મહાન પથ-નિર્માતા સ્વામી દયાનંદને મારી સાદર શ્રદ્ધાંજલિ અર્પું છું. દેશના અધઃપતનના દિવસોમાં ફૂટી નીકળેલા વિભિન્ન મત-પંથો અને રીત-રિવાજોના વિમાસણમાં મૂકી દે તેવા ગૂંચવાડાને સાફ કરી તેમણે હિંદુ પ્રજા ઈશ્વર-ભક્તિ અને માનવ-સેવા અર્થે સરળ અને વિવેકપૂર્ણ જીવન પસાર કરી શકે તેવો સીધો માર્ગ ચીંધ્યો. સત્યના સુસ્પષ્ટ દર્શન અને સંકલ્પની હિંમત સાથે તેમણે આપણામાં આત્મ-સન્માનની ભાવના અને માનસિક સજાગતા ઉત્પન્ન કરવાનો ભગીરથ પુરુષાર્થ કર્યો, કે જેથી આપણે આધુનિક યુગના પ્રગતિશીલ વલણ સાથે સુમેળભર્યું અનુકૂલન પ્રસ્થાપિત કરી શકીએ; અને સાથે સાથે જે ભવ્ય અતીતમાં આપણા દેશે આધ્યાત્મિક સાક્ષાત્કારની રોશનીમાં વિચાર અને કાર્યની સ્વતંત્રતા વચ્ચે પોતાના સંપૂર્ણ વ્યક્તિત્વનો પરિચય આપ્યો હતો, તે અતીતની સાથે પણ બરાબર સંપર્ક બનાવી રાખીએ."*

***– કવિવર રવીન્દ્રનાથ ટાગોર***

*(૧૫ જુલાઈ ૧૯૩૫ - શાંતિનિકેતન)*

## ત્રીજું સૂત્ર
# વેદ સર્વોપરિ અને સર્વસ્વીકાર્ય શાસ્ત્ર છે

ભારતવર્ષીય આર્ય જાતિની ઉન્નતિ અને પ્રગતિ વેદાધારિત શિક્ષાઓને અપનાવવાથી જ સંભવ છે – મહર્ષિ દયાનંદે પોતાનું આ મંતવ્ય દઢતાપૂર્વક સ્થાપિત અને ઘોષિત કર્યું. તેમણે વેદો તરફ પાછા વળવાની જે વાત કહી તેનો એવો અર્થ ન હતો કે તેઓ વર્તમાનના યથાર્થથી મોં ફેરવીને માનવતાને અંધકારપૂર્ણ મધ્યયુગ તરફ લઈ જવા માંગતા હતા. એમની દૃષ્ટિએ વેદોક્ત ધર્મ મનુષ્યની સર્વાંગીણ ઉન્નતિમાં સહાયક અને તેને પ્રગતિ તરફ આગળ ધપવામાં સહાયતા કરનારો છે.

**વેદ – માનવજાતિનો સૌથી પ્રાચીન ધર્મગ્રંથ** : જો પ્રચલિત ભાષામાં કુરાન, બાઈબલ, ઈંજીલ વગેરેની જેમ વેદોને પણ કોઈ મત-પંથ કે ધર્મના માન્ય ગ્રંથ કહીએ, તોપણ એ માનવું રહ્યું કે વેદ સંસારના સર્વાધિક પ્રાચીન ધર્મગ્રંથ છે. સંસારનાં ગ્રંથાલયોમાં વેદથી પુરાણો કોઈ જ ગ્રંથ નથી. જે પાશ્ચાત્ય કે ભારતીય વિદ્વાનો ચારેય વેદોનો આવિર્ભાવ કાળ એક સમાન માનતા નથી, તેઓ પણ એટલું તો સ્વીકારે જ છે કે વેદો માનવજાતિના આદિમ ગ્રંથ છે.[૧] ધર્મ, દર્શન, નીતિ અને સદાચારની શિક્ષા આપનારો વેદોથી અધિક પ્રાચીન કોઈ ધર્મગ્રંથ આ ધરતી પર મોજૂદ નથી.

એ સાથે આપણે એ પણ માનવું રહ્યું કે, ભારતના તમામ મત-સંપ્રદાયો, ધર્માચાર્યો, મત-પ્રવર્તકો અને ધર્મગ્રંથોએ વેદોની સર્વોપરિ માન્યતા, સર્વોપરિ પ્રામાણિકતા અને સર્વસ્વીકાર્યતાનું એકી સ્વરે અનુમોદન કર્યું છે. એ હકીકત છે કે સ્વામી દયાનંદે વેદોની આ સર્વોપરિ પ્રામાણિકતા અને ધર્મ-નિર્ણયમાં એની સર્વોપરિ સાક્ષીને ખૂબ જ મજબૂતાઈથી પ્રસ્થાપિત કરી હતી અને તેઓ પોતાના આ વિચાર પર ચટ્ટાનની જેમ અવિચળ ઊભા રહ્યા. દયાનંદ જાણતા હતા કે, ભારતીય ધર્મ-ચિંતનમાં શાસ્ત્ર-પ્રામાણ્યને મુખ્ય આધાર માનવામાં આવે છે. તદનુસાર તેમણે ઋગ્વેદાદિભાષ્યભૂમિકાનાં શરૂઆતનાં પ્રકરણોમાં સાંખ્યાદિ છ દર્શનો,[૨] વ્યાકરણ મહાભાષ્ય, બ્રાહ્મણ-ગ્રંથો તથા ઉપનિષદ્ વગેરેનાં[૩] પ્રમાણો આપી વેદોની નિત્યતા, એનું પરમેશ્વરોક્ત હોવું, અને પરિણામે માનવના સતત પથપ્રદર્શક હોવાની વાત કહી છે. સહસ્રાબ્દીઓ પૂર્વે મહર્ષિ મનુએ વેદોની આ જ સ્થિતિની ઉદ્‌ઘોષણા કરતાં કહ્યું હતું કે, ધર્મ-નિર્ણયનાં આ જ ચાર મુખ્ય સાધન છે : સૌપ્રથમ વેદ, પછી સ્મૃતિ, એ પછી તદનુવર્તી સદાચાર, અને છેલ્લે પોતાના આત્માની સાક્ષી.[૪] આ સાથે મનુનું એ પણ કહેવું હતું કે, આ વેદો પિતરો, દેવો તથા મનુષ્યો (માનવની વિભિન્ન શ્રેણીઓ) માટે 'સનાતન ચક્ષુ' છે, જે તેમને ધર્માધર્મ, સત્યાસત્ય અને કર્તવ્યાકર્તવ્યનો સમ્યક્

બોધ કરાવે છે.[૫] આર્ય પરંપરામાં આ વેદોને સર્વોપરિ આદર તથા માન્યતા પ્રાપ્ત છે. વેદોને સર્વવિદ્યામય સ્થાપિત કરવા એ દયાનંદની વેદ વિષયક મૌલિક અવધારણા હતી. તેઓ વેદોને સમસ્ત ભૌતિક તેમ જ દિવ્ય જ્ઞાન-વિજ્ઞાનના મૂળ સ્રોત માનતા હતા અને એમ પણ ઘોષિત કરતા હતા કે, આ વેદોમાં માનવોપયોગી સમસ્ત જ્ઞાન-વિજ્ઞાન બીજ રૂપે સમાયેલું છે.[૬]

**વેદોમાં કોઈ ચાક્કસ સંપ્રદાયનો આગ્રહ નથી :** ધાર્મિક, દાર્શનિક અને આચાર વિષયક માન્યતાઓમાં જે અનેકતા અને વિભિન્નતા ઉત્પન્ન થઈ, તેના જ ફળસ્વરૂપે સંસારમાં વિભિન્ન મત-પંથો, સંપ્રદાયો અને મજહબોની ઉત્પત્તિ થઈ. ગંગાપ્રસાદ જજે 'ધ ફાઉન્ટન હેડ ઑફ રિલિજન' (ધર્મનો આદિ સ્રોત) નામના પ્રસિદ્ધ પુસ્તકમાં[૭] અનેક હેતુઓ અને પ્રમાણોની મદદથી પુરવાર કર્યું છે કે, સંસારનો સર્વાધિક પ્રાચીન ધર્મ વેદ પ્રતિપાદિત આર્યધર્મ જ હતો. એ જ ધર્મની નૈતિક તથા આચારગત શિક્ષાઓને પ્રાધાન્ય આપીને ભારતમાં બૌદ્ધ-જૈન મતોનો પ્રાદુર્ભાવ થયો, અને એ જ રીતે જ્યારે તેની સત્ય, અહિંસા, પરોપકાર વગેરે શિક્ષાઓની સાથે પયગંબરવાદનું મિશ્રણ થયું ત્યારે મધ્ય એશિયામાં યહૂદી, ઈસાઈ અને ઇસ્લામ જેવા એક ખુદાઈ કિતાબ અને એક માર્ગદર્શક પયગંબર અથવા નબીમાં વિશ્વાસ ધરાવતા પયગંબરવાદી સૈમિટિક મજહબોની ઉત્પત્તિ થઈ. મત-મજહબોની આ વિકાસયાત્રાને સ્વામી વિવેકાનંદે પોતાની આગવી તાર્કિક શૈલીમાં વર્ણિત કરી હતી. તેઓ જ્યારે વિશ્વ ધર્મ સંમેલનમાં ભાગ લેવા અમેરિકા જઈ રહ્યા હતા ત્યારે તેમણે પોતાની એ યાત્રાનો હેતુ વ્યક્ત કરતાં કહ્યું : "I go forth to preach a religion of which Buddhism is a rebel child and Christianity a distant echo."[૮] અર્થાત્ "બૌદ્ધ મત જેના એક વિદ્રોહી બાળક સમાન છે, અને ઈસાઈ મત જેનો દૂરના દેશોમાં ગૂંજતો પડઘો છે, એવા વૈદિક ધર્મનો પ્રચાર કરવા હું જઈ રહ્યો છું." હકીકતમાં બૌદ્ધ મતે તો પશુબલિયુક્ત યજ્ઞો, જન્મ આધારિત જાતિપ્રથા અને અસ્પૃશ્યતા જેવી હિંદુ ધર્મમાં પ્રવેશેલી વિકૃતિઓ વિરુદ્ધ અવાજ ઉઠાવ્યો હતો; અને જો ખ્રિસ્તી મતમાંથી દેવદૂત ઈસુ અને તેમના શિષ્યોની કથાઓને બાદ કરી ફક્ત તેની આચારગત શિક્ષાઓને જ જોવામાં આવે તો એ પણ આપણને વૈદિક આચારશાસ્ત્રની જ મધ્ય એશિયાઈ વ્યાખ્યા જણાશે.

**વેદોની શિક્ષા અ-સાંપ્રદાયિક અને વિશુદ્ધ માનવીય છે :** પ્રચલિત મત-સંપ્રદાયોમાં જે ગ્રંથો માન્ય છે, એ ગ્રંથો પર કોઈ ને કોઈ સંપ્રદાયની એકાંતિક માન્યતાનો સિક્કો લાગેલો છે. ગુરુઓની શિક્ષાઓનો સંગ્રહ શીખો માટે ઈશ્વર-વાક્ય સમાન માન્ય છે. કુરાનની ઉત્પત્તિ ભલે આરબની મધ્યકાલીન સ્થિતિ વિશેષમાં થઈ હોય, પરંતુ આજે એ સંસારભરના સમસ્ત મુસલમાનો માટે એકમાત્ર ખુદાઈ પુસ્તક છે. બાઈબલના જૂના અને નવા કરારને યહૂદીઓ અને ખ્રિસ્તીઓ માન્યતા આપે છે, જ્યારે પારસીઓનું

ધર્મપુસ્તક ઝંદ અવસ્તા એ જ લોકોને સ્વીકાર્ય છે. હિંદુઓના માન્ય ગ્રંથો વિભિન્ન દેવી-દેવતાઓને માન્યતા આપે છે અને એકબીજાથી પૃથકતા રાખે છે. શ્રીમદ્ભાગવત અને વિષ્ણુપુરાણ વૈષ્ણવોને માન્ય છે, તો શિવ અને લિંગ પુરાણ શૈવો માટે આદરણીય છે. દેવી ભાગવત અને વૈષ્ણવ ભાગવતનો પ્રતિદ્વંદ્વ વિખ્યાત છે; કારણ કે એ બંને પુરાણો પોતપોતાને 'મહાપુરાણ' ઘોષિત કરે છે. શ્રીમદ્ભાગવતની કથા ગામેગામ અને નગરેનગર થાય છે, જ્યારે દેવી ભાગવતને કોઈ પૂછતું પણ નથી. આ જ રીતે સંસ્કૃતનું ધાર્મિક સાહિત્ય (વૈદિક વાઙ્મયને બાદ કરતાં) સાંપ્રદાયિક સંકીર્ણતામાં ફસાયેલું છે. ફક્ત વેદ જ એવા ગ્રંથ છે, જેના પર કોઈ પણ સંપ્રદાયનો થપ્પો નથી લાગ્યો. વેદોને હિંદુ ધર્મના તમામ મત-સંપ્રદાયો, ધર્માચાર્યો, મઠાધીશો અને મહામંડલેશ્વરોનો આદર પ્રાપ્ત છે. જ્યારે વેદના કોઈ ભાગને પ્રમાણ તરીકે પ્રસ્તુત કરવામાં આવે છે, ત્યારે આપણે સૌ પોતપોતાના તમામ પૂર્વાગ્રહો અને રૂઢિબદ્ધ ધારણાઓનો ત્યાગ કરી તેની આગળ નતમસ્તક થઈએ છીએ. આ જ વેદોની સર્વસ્વીકાર્યતા અને અ-સાંપ્રદાયિકતા સૂચવે છે.

વેદોનું જ્ઞાન એકદમ માનવીય, સાર્વભૌમ, સાર્વકાલિક તથા દેશ અને કાળથી નિરપેક્ષ છે. ધરતીના કોઈ પણ છેડે વસતો અને કોઈ પણ યુગમાં જીવતો માનવ વેદોના જ્ઞાનને સ્વીકારવામાં ક્યારેય આનાકાની નહિ કરે; કારણ કે વેદોમાં જે વિચારોનું પ્રતિપાદન છે, અને તેમાં જે વિષયોનું વર્ણન કરવામાં આવ્યું છે, એ કોઈ ચોક્કસ સ્થાન, દેશ કે જાતિને ધ્યાનમાં રાખીને કરવામાં આવ્યું નથી. વળી એમાં વર્ણિત ઉપદેશ પણ માનવના સર્વાંગી ઉત્થાનની રૂપરેખા પ્રસ્તુત કરે છે. એ ઇહલોક અને પરલોક (ભૌતિક અને આધ્યાત્મિક) બંનેની સાથે સાથે વાત કરે છે. એમાં માત્ર વ્યક્તિ કે રાષ્ટ્રની જ નહિ, બલ્કે સમગ્ર સંસારના કલ્યાણની કામના કરવામાં આવી છે. એમાં આપણને સર્વહિત સિદ્ધ કરાવતી વાતોનું જ પ્રતિપાદન થયેલું જોવા મળે છે. ટૂંકમાં, સર્વ જીવોનું મંગળ થાય એ જ વેદોનું પ્રયોજન છે. આ વાતને આપણે નીચે મુજબ સમજવાનો પ્રયત્ન કરીએ :

**વેદોની સર્વવિધ પ્રાસંગિકતા :** સૌપ્રથમ માનવ શરીરના સર્વાંગી વિકાસની વાત કરીએ : શરીરનાં અવયવો અને અંગ-પ્રત્યંગને સ્વસ્થ અને નિરોગી રાખવાને મનુષ્યનું પ્રાથમિક કર્તવ્ય બતાવવામાં આવ્યું છે. **'પશ્યેમ શરદઃ શતમ્'**[૯] જેવી વૈદિક સૂક્તિઓ એ દિશામાં સંકેત કરે છે. શરીર ઉપરાંત જ્યારે માનવનાં મન અને બુદ્ધિની વાત આવે છે ત્યારે વેદ મનુષ્યને શિવ સંકલ્પયુક્ત બનવાની વાત ભારપૂર્વક કહે છે – **'તન્મે મનઃ શિવસંકલ્પમસ્તુ'**.[૧૦] સાથે સાથે માનવ બુદ્ધિને દિવ્ય બનાવવાની વાત કહે છે. આપણે દેવતાઓની – વિદ્વાનોની સુમતિ પ્રાપ્ત કરીએ અને દેવતાઓની સુમતિમાં રહીએ – **'વયં દેવાનાં સુમતૌ સ્યામ'**[૧૧]. દેવોની મિત્રતા પ્રાપ્ત કરીએ અને દાનવીય વૃત્તિઓનો પરિત્યાગ કરીએ. આ માટે વેદોમાં સતત કામના કરવામાં આવી છે.

વ્યક્તિગત ઉન્નતિ ઉપરાંત કૌટુંબિક અને સામૂહિક ઉન્નતિ સાધી શકાય એ માટે વેદ આપણને માતા-પિતા, ભાઈ-બહેન, મિત્ર અને બીજા સંબંધીઓ પ્રત્યેનાં આપણાં કર્તવ્યોની સાચી સમજ આપે છે. વેદોમાં આપણને પરિવારની જ જેમ સામાજિક સામંજસ્ય અને સમષ્ટિગત ઐક્યની વૃદ્ધિ કરનારાં સોનેરી સૂત્રો ઠેર ઠેર નજરે પડે છે.

વેદ જ્યારે ધરતીને 'માતા' કહીને પોકારે છે તો તેના સંપૂર્ણ વૈભવ અને તેની સુરમ્ય છટાના વર્ણનમાં એ બિલકુલ કચાશ નથી રાખતા. અથર્વવેદનું પૃથ્વી સૂક્ત[૧૨] એ વાતમાં પ્રમાણ છે કે, વેદ કોઈ પણ ચોક્કસ દેશ કે પ્રદેશનો ઉલ્લેખ કર્યા વગર સંપૂર્ણ ધરતીને માનવના નિવાસસ્થાન તરીકે જુએ છે, અને અહીંનાં વૃક્ષો, વનસ્પતિઓ, આરણ્યક પશુઓ, જીવજંતુઓ, નદીઓ, પર્વતો, વિભિન્ન ઋતુ-રંગો, જીવ-સૃષ્ટિની તમામ સાજ-સામગ્રી પર તેની ગહન દૃષ્ટિ પહોંચી છે. છેવટે ધરતીમાતાના ઉપાસકની એ વેદોક્ત કામના અત્યંત મનોહર જણાય છે કે, જો આ ધરિત્રી મારા યોગક્ષેમની સામગ્રી પૂરી પાડવામાં કોઈ જ કસર બાકી રાખતી ન હોય, તો મારે પણ કૃતજ્ઞ ભાવે એના માટે તમામ પ્રકારે બલિદાન આપવા માટે તત્પર રહેવું જોઈએ.

**ધર્મ-દર્શન-નીતિ-આચારની સર્વોચ્ચ શિક્ષાનો ખજાનો – વેદ :** ભારતીય ચિંતનમાં ધર્મને કર્તવ્યનો બોધક અને માનવના યોગક્ષેમનો વાહક માનવામાં આવ્યો છે. આ દૃષ્ટિએ વેદોમાં એક તરફ માનવનાં તમામ કર્તવ્ય-કર્મોનું પ્રાવધાન જોવા મળે છે, તો બીજી તરફ દર્શનશાસ્ત્ર દ્વારા પ્રસ્તુત કરવામાં આવતા તમામ સૂક્ષ્મ અને સ્થૂળ પ્રશ્નોનાં સમાધાનો પણ જોવા મળે છે. વેદની દૃષ્ટિએ 'યજ્ઞ' રૂપી પરોપકાર-વૃત્તિ એ માનવનો સર્વોચ્ચ ધર્મ છે. ઈશ્વર, જીવ, પ્રકૃતિ, પરલોક, સૃષ્ટિ-રચના વગેરે તમામ દાર્શનિક પ્રશ્નોની સુગૂઢ મીમાંસા વેદોનાં વિભિન્ન સૂક્તોમાં થયેલી જોવા મળે છે. આ દૃષ્ટિએ વેદોમાં અસ્યવામીય, નાસદીય અને હિરણ્યગર્ભ વગેરે સૂક્તો વિશેષ રૂપે ચિંતનીય છે. વૈયક્તિક અને સમષ્ટિગત ઈતિ કર્તવ્યોનું વેદોક્ત વિધાન સમસ્ત માનવસમાજને માટે નિરપવાદરૂપે આચરણ અને વ્યવહારમાં મૂકવા યોગ્ય છે. વેદોમાં માનવમાત્રને સમાન બતાવવામાં આવ્યા છે, અને સૌને પરસ્પર બંધુ કે ભ્રાતા તુલ્ય સમજીને વ્યવહાર કરવાની વાત કહેવામાં આવી છે. આવા શ્રેષ્ઠ વિચારો આપતા હોવાને કારણે જ વેદો સ્વયંને માનવમાત્રના સર્વસંમત ધર્મશાસ્ત્રના આસને પ્રતિષ્ઠિત કરી શક્યા છે.

**વેદો સર્વોપરિ શા માટે ? :** સ્વામી દયાનંદે વેદોને સર્વોપરિ પ્રમાણ અને માન્ય ઘોષિત કર્યા તો એ માટે એમની પાસે સુવિચારિત તર્ક અને યુક્તિઓ હતાં. એક સ્થાન પર તેમણે કહ્યું છે કે, પ્રત્યેક વેદમંત્રના પ્રતિપાદ્ય પર સતર્ક વિચાર કર્યા પછી જ હું એ ધારણા બનાવી શક્યો છું કે આ ગ્રંથોમાં એવી એક પણ વાત નથી કે જે યુક્તિ, તર્ક, વિજ્ઞાન અને સૃષ્ટિક્રમની વિરુદ્ધ હોય.[૧૩] ભારતના ધર્માચાર્યો અને આચારશાસ્ત્રીઓને જ્ઞાન, કર્મ અને ભક્તિ (ઉપાસના)નો સમન્વય ઈષ્ટ રહ્યો છે. દયાનંદ અનુસાર ચારેય વેદોમાં યથાપ્રસંગ જ્ઞાન, કર્મ અને ઉપાસનાની વિવેચના તો છે જ, સાથે સાથે આ

વેદો વિજ્ઞાનના પણ આદિ સ્રોત છે. એટલા જ માટે તેઓ વેદોને 'સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક' કહે છે, અને પ્રત્યેક મનુષ્યને માટે તેનાં પઠનપાઠનને અનિવાર્ય ઘોષિત કરે છે. જો વેદોની પુરુષાર્થવાદ, કર્મવાદ અને લોકસંગ્રહ પ્રધાન શિક્ષાઓની તુલના મધ્યકાલીન પલાયનવાદ, ભાગ્યવાદ, અકર્મણ્યવાદ અને મિથ્યા વૈરાગ્યવાદની સાથે કરવામાં આવે, તો એ વાત સહજતાથી સમજાઈ જશે કે માનવની સાર્વત્રિક ઉન્નતિનો ઉપાય વેદોની શિક્ષાઓનું પાલન કરવામાં જ રહેલો છે.

મહર્ષિ દયાનંદે મધ્યયુગના ભારતીય વેદભાષ્યકારોની કેટલીક ભ્રાંત ધારણાઓ તેમ જ પાશ્ચાત્ય મનીષીઓના વૈદિક અધ્યયનમાં જોવા મળતી ત્રુટિઓ અને સ્ખલનોની સમાલોચના પોતાની તાર્કિક શૈલીમાં જરૂર કરી હતી. તેમ છતાં તે મધ્યયુગના ભારતીય તથા આધુનિક પાશ્ચાત્ય વેદ વ્યાખ્યાકારોનું અનુસરણ કરતાં લોકો પોતાના પૂર્વાગ્રહોને કારણે દયાનંદના વેદવાદનો સતત વિરોધ કરતા રહ્યા. પરંતુ આગળ જતાં શ્રી અરવિંદ ઘોષ અને બીજા કેટલાક વેદ વ્યાખ્યાકારોએ વેદમંત્રોની જે પ્રકારની વ્યાખ્યાઓ પ્રસ્તુત કરી છે, તે પરથી દયાનંદના વેદાર્થની સત્યતાને જરૂર સમર્થન મળ્યું છે.[૧૪] દયાનંદે વેદાર્થના નામે પ્રચલિત યજ્ઞવાદ, વિનિયોગવાદ, મંત્રોને અનર્થક માનવાનો ખ્યાલ, વેદોમાં બહુદેવતાવાદ, એકદેવપ્રધાનવાદ અને ઈતિહાસવાદ હોવાની માન્યતા વગેરે અનેક ભ્રાંત ધારણાઓનું ખંડન કર્યું છે. તેમણે વેદમંત્રોમાં જોવા મળતા વિશુદ્ધ માનવ્યના સંદર્ભો સુસ્પષ્ટ કર્યા છે. **'મિત્રસ્ય ચક્ષુષા સર્વાણિ ભૂતાનિ સમીક્ષન્તામ્', 'સર્વ ભૂતેષુ ચાત્માનં તતો ન વિ ચિકિત્સતિ'** અને **'સર્વા આશા મમ મિત્રં ભવન્તુ'** વગેરે વૈદિક સૂક્તિઓ[૧૫] વેદોમાં વર્ણિત વ્યાપક માનવીય ભાવનાઓની હાજરી ઘોષિત કરે છે.

દયાનંદે તો વેદોની **'એકં સદ્ વિપ્રા બહુધા વદન્તિ'** (ઋગ્વેદ : ૧.૧૬૪.૪૬) વગેરે ઉક્તિઓને ધ્યાનમાં લઈ વિશુદ્ધ એકેશ્વરવાદનું જ પ્રતિપાદન કર્યું છે. પરંતુ છતાંય જો કોઈ વ્યક્તિ એવા દુરાગ્રહને વળગી જ રહેવા ઇચ્છે કે વેદોમાં એકેશ્વરવાદને બદલે અગ્નિ, ઇન્દ્ર, મિત્ર, વરુણ વગેરે અનેકાનેક દેવતાઓની સ્તુતિ જ છે, તોપણ તેણે વેદમંત્રોમાં વર્ણિત એ વૈદિક દેવતાઓની ઉદાત્તતા, મહાનતા અને ગૌરવ તો માન્ય કરવાં જ પડશે. એ હકીકત છે કે પુરાણકાળ સુધી પહોંચતાં સુધીમાં વૈદિક દેવતાઓની ચારિત્રિક શ્રેષ્ઠતાનું ક્ષરણ થઈ ચૂક્યું હતું, અને આ 'પુરાણ' (પરંતુ વાસ્તવમાં નવીન) ગ્રંથોમાં એમનાં ચરિત્ર અત્યંત હલકાં, અધમ, કલંકિત અને નિંદ્ય વર્ણિત કરવામાં આવ્યાં હતાં. તેમ છતાં વેદોમાં ઇન્દ્ર અને અગ્નિનાં જે ગૌરવ અને તેજનું વર્ણન છે, વરુણની જે સર્વજ્ઞતા, દયાળુતા અને ન્યાયશીલતાનો ઉલ્લેખ છે, સવિતા દ્વારા દુરિતોના વિનાશ અને ભદ્ર ભાવનાના પ્રસારની જે વાત કહેવામાં આવી છે, એ પરથી એટલું તો જરૂર સિદ્ધ થાય છે કે વેદોનો આ દેવતાવાદ પણ મનુષ્યને ઉન્નતિના સર્વોચ્ચ સોપાન પર લઈ જવામાં સમર્થ છે. વેદોની આવી ઉદાત્ત

ભાવ-સંપત્તિને ધ્યાનમાં લઈને જ દયાનંદે તેને માનવજાતિના આદર્શ ધર્મગ્રંથ ઘોષિત કર્યા હતા.

**પાદટિપ્પણ**

૧. સંસારના પુસ્તકાલયનો સૌથી વધારે પ્રાચીન ગ્રંથ ઋગ્વેદ છે. – પ્રો. મેક્સમૂલર.

૨. નિત્યસ્તુ સ્યાદ્દર્શનસ્ય પરાર્થત્વાત્ । (મીમાંસા : ૧.૧.૧૮); તદ્વચનાદામ્નાયસ્ય પ્રામાણ્યમ્ । (વૈશેષિક : ૧.૧.૩); સ એષ પૂર્વેષામપિ ગુરુઃ કાલેનાનવચ્છેદાત્ । (યોગ : ૧.૨૬); શાસ્ત્રયોનિત્વાત્ । (વેદાંત : ૧.૧.૩)

૩. એવં વા અરેડસ્ય મહતો ભૂતસ્ય નિઃશ્વસિતં । (શતપથ બ્રાહ્મણ : ૧૪.૫.૪.૧૦)

૪. વેદઃ સ્મૃતિઃ સદાચારઃ સ્વસ્ય ચ પ્રિયમાત્મનઃ । એતચ્ચતુર્વિધં પ્રાહુઃ સાક્ષાદ્ ધર્મસ્ય લક્ષણમ્ ॥ (મનુસ્મૃતિ : ૨.૧૨).

૫. પિતૃદેવ મનુષ્યાણાં વેદશ્ચક્ષુઃ સનાતનમ્ । અશક્યં ચાડપ્રમેયં ચ વેદશાસ્ત્રમિતિ સ્થિતિઃ ॥ (મનુસ્મૃતિ : ૧૨.૯૪).

૬. વિસ્તાર માટે ઋગ્વેદાદિભાષ્યભૂમિકાનાં પ્રકરણો દ્રષ્ટવ્ય છે.

૭. મૂળ ગ્રંથ અંગ્રેજીમાં ‘ધ ફાઉન્ટન હેડ ઑફ રિલિજન’ શીર્ષકથી પ્રકાશિત થયો હતો.

૮. વિવેકાનંદચરિત – સત્યેન્દ્રનાથ મજૂમદાર.

૯. યજુર્વેદ : ૩૬.૨૪

૧૦. યજુર્વેદ : ૩૪.૧-૬

૧૧. ઋગ્વેદ : ૭.૪૧.૪

૧૨. અથર્વવેદ કાંડ ૧૨ સૂક્ત ૧

૧૩. ભ્રાંતિ-નિવારણ (પં. મહેશચંદ્ર ન્યાયરત્નને ઉત્તર).

૧૪. શ્રી અરવિંદનો લેખ – ‘વેદ એન્ડ દયાનંદ’.

૧૫. યજુર્વેદ : ૩૬.૧૮, ૪૦.૬ અને અથર્વવેદ : ૧૯.૧૫.૬

## *મહર્ષિ દયાનંદ*

*“વેદોની વ્યાખ્યા અંગે હું દૃઢતાપૂર્વક માનું છું કે, વેદોની અંતિમ સર્વાંગપૂર્ણ વ્યાખ્યા ભલે ગમે તે હોય, પરંતુ એ માટેનાં સાચાં સૂત્રોના સર્વપ્રથમ આવિષ્કારક રૂપે દયાનંદ હંમેશને માટે આદરણીય રહેશે. તેમની પ્રત્યક્ષદર્શી દૃષ્ટિ પુરાતન અજ્ઞાન અને યુગવ્યાપી ભ્રાંતિની અવ્યવસ્થા તથા અંધકારને ભેદીને સીધી જ સત્યના મર્મ સુધી પહોંચી હતી અને જે સારતત્ત્વ હતું તેની પર જઈને સ્થિર થઈ હતી. તેમણે જે દરવાજા યુગોથી બંધ પડ્યા હતા તેની ચાવીઓ શોધી કાઢી અને બંધ ઝરણાંઓનાં મુખ પર જડેલી સીલ – મહોરોને તોડીને ફેંકી દીધી.”*

***– શ્રી અરવિંદ ઘોષ***

*(બંકિમ-તિલક-દયાનંદ, પાન : ૪૩)*

## ચોથું સૂત્ર

# વૈજ્ઞાનિક ચિંતન અને પ્રખર બુદ્ધિવાદને અપનાવીએ

મનુષ્ય અને પશુઓની જૈવિક પ્રક્રિયાઓમાં બહુ ખાસ અંતર હોતું નથી. આને જ લીધે પ્રાણી-વિજ્ઞાનનું વિસ્તૃત અધ્યયન કરાવતાં પહેલાં શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને દેડકાની શારીરિક પ્રક્રિયાઓનું જ્ઞાન કરાવે છે. તેમનું કહેવું છે કે મનુષ્ય અને દેડકાની શ્વસન ક્રિયા, રૂધિરાભિસરણની ક્રિયા વગેરેમાં ઘણીબધી સમાનતા છે. આ જ તર્કના આધારે પ્રાચીન સૂત્રકારોએ કહ્યું હતું કે, આહાર, નિદ્રા, ભય અને સંતાન-ઉત્પત્તિ – આ બધી ક્રિયાઓ મનુષ્ય અને પશુઓમાં સમાન છે. જો બંનેમાં કોઈ અંતર હોય તો એ જ છે કે મનુષ્યમાં ધર્મ નામનું તત્ત્વ વિશેષ છે; નહિ તો પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ તો મનુષ્ય અને પશુ બંને સમાન જ છે.[૧] ધ્યાનમાં લેવા યોગ્ય વાત છે કે આ સૂક્તિમાં 'ધર્મ' શબ્દ ક્યા અર્થમાં પ્રયુક્ત થયો છે ? શું આ શબ્દ સંધ્યાવંદન, નમાજ-રોજા કે એકાદશી વ્રત અને ગંગાસ્નાન જેવાં કૃત્યો માટે વપરાયો છે ? બિલકુલ નહિ. અહીં ધર્મ શબ્દનો પ્રયોગ સત્ય-અસત્ય, ન્યાય-અન્યાય અને કર્તવ્ય-અકર્તવ્યની વચ્ચેનો ભેદ કરીને કરવામાં આવતા એવા કાર્યના માટે થયેલો છે, જે સત્યથી યુક્ત હોય, અન્યાય-આચરણથી દૂર હોય, અને જેમાં કોઈ વ્યક્તિ કે વર્ગ પ્રત્યેનો તલમાત્ર પણ પક્ષપાત ઝલકતો ન હોય, અને જે વેદ પ્રતિપાદિત સાર્વજનિક, નૈતિક અને સદાચારમૂલક આચરણને મહત્ત્વ આપતું હોય.[૨]

અહીં એ વાતનું પણ ધ્યાન રાખવું જરૂરી છે કે, આ ધર્મનું અન્વેષણ તાર્કિક બુદ્ધિ અને પ્રખર તર્ક દ્વારા જ કરવામાં આવે છે. સામાન્ય રીતે એવું જોવા મળે છે કે, મનુષ્ય ગતાનુગતિનું પાલન કરે છે, તેના અગ્રજો અને પૂર્વજોએ જે પ્રમાણે કર્યું હોય એ જ માર્ગ પર તે વિચાર કર્યા વગર ચાલતો રહે છે. તેમ છતાં એથી વિપરીત કેટલાક એવા પણ મનસ્વી, ઉત્સાહી અને સાહસી વ્યક્તિઓ હોય છે, જે પોતાના માટે નવીન માર્ગોનું અનુસંધાન કરે છે અને માનવતાને અપૂર્વ માર્ગદર્શન પૂરું પાડે છે. એવા જ નવીન માર્ગના સંધાનકર્તા યુગ-પુરુષ દયાનંદ હતા. જો તેમણે ધાર્યું હોત તો તેમના પિતાજીની માફક કોઈ પણ લૌકિક વૃત્તિ અપનાવીને તેઓ પોતાનું જીવન પસાર કરી શક્યા હોત. પરંતુ તેમણે પોતાની સમક્ષ પ્રસ્તુત કેટલાક દાર્શનિક પ્રશ્નોનું સમાધાન પ્રાપ્ત કરવા અને સાથે સાથે પાપ, તાપ, સંતાપ અને શોષણથી પીડિત સમસ્ત માનવતાના ત્રાણ માટે એક નવા માર્ગનું અનુસંધાન કર્યું, અને રાષ્ટ્રહિત તથા લોકહિત માટે પોતાનું જીવન સમર્પિત કર્યું. લોકહિત માટે 'સ્વ'ની આહુતિ આપનારા મનુષ્યો વિરલા જ હોય છે.

દયાનંદે જ્યાં માનવની ચિંતન-શૃંખલાને નવીન આયામો આપ્યા છે, ત્યાં તેમના ક્રાંતિકારી ચિંતનનું એક મુખ્ય સૂત્ર બુદ્ધિવાદ અને માનવ-વિવેકને પોતાનાં કાર્ય-અકાર્યના પથ-નિર્દેશક બનાવવા એ પણ હતું. એમણે કદમ કદમ પર એ ઉપદેશ આપ્યો છે કે પરમાત્માએ મનુષ્યને વિવેક આપ્યો છે, સત્-અસત્‌ને ઓળખવાની શક્તિ આપી છે, તેને પાખંડો, અંધવિશ્વાસો અને હાનિકારક રૂઢિઓથી બચીને સ્વસ્થ,મહિમામય અને સ્વાભિમાનયુક્ત જીવન જીવવાનું સામર્થ્ય આપ્યું છે; તો પછી તે શા માટે પોતાની બુદ્ધિ અને વિચારશક્તિને તાક પર રાખીને અંધાનુકરણ કરવામાં પ્રવૃત્ત થાય છે ? પરંતુ મધ્યકાલીન અંધકારમય યુગમાં વૈદિક જ્ઞાનની પ્રોજ્જવલ પ્રકાશધારા અંધવિશ્વાસ અને અંધશ્રદ્ધાના તિમિર જાળથી આચ્છન્ન થઈ ગઈ હતી. ત્યારે દયાનંદે દરેક વાતને તર્કની તુલા પર તોલવાનો આગ્રહ કર્યો અને મનુષ્યના વિવેકને સર્વોપરિ મહત્ત્વ આપ્યું.

મધ્યકાળમાં ઊભા થયેલા ભક્તિવાદનો એ અભિશાપ હતો કે એણે કર્મણ્યતા, પુરુષાર્થ અને સંઘર્ષપૂર્ણ સ્થિતિઓનો સામનો કરવાને બદલે પલાયનવાદ, ભાગ્યવાદ અને યથાસ્થિતિવાદને જ પ્રોત્સાહન આપ્યું. આની પાછળનું સ્પષ્ટ કારણ એ હતું કે, લોકો યુક્તિ અને તર્કને તિલાંજલિ આપીને ‘બાબા વાક્યં પ્રમાણમ્’નો માર્ગ અપનાવી ચૂક્યા હતા. જ્યારે પુરાતન વૈદિક ચિંતન તો પ્રત્યેક સ્થિતિમાં યુક્તિ અને તર્કપૂર્વક ધર્મના અનુસંધાનનું સમર્થન કરે છે. નિરુક્તમાં મહર્ષિ યાસ્કે તર્કને ‘ઋષિ’ની સંજ્ઞા આપી છે અને સ્મૃતિકાર મનુએ સ્પષ્ટ ઘોષણા કરી છે કે, જે વ્યક્તિ તર્કપૂર્વક ધર્મનું અનુસંધાન કરે છે, તે જ ધર્મ-તત્ત્વને પામે છે.[૩] દયાનંદ પણ આ જ યુક્તિવાદ અને તર્કવાદના પોષક હતા. તેમનું પણ સ્પષ્ટ કહેવું હતું કે ધર્મ અને ધાર્મિક પરંપરાઓની જે જે વાતો યુક્તિ અને તર્કની કસોટી પર ખરી ઉતરે છે, એ જ માન્ય અને આચરણ યોગ્ય ઠરે છે; એથી વિપરીત વિજ્ઞાન અને સૃષ્ટિક્રમ વિરુદ્ધ માન્યતાઓ અને આચરણો કચરાપેટીમાં ફેંકવા યોગ્ય છે.

બુદ્ધિવાદ, યુક્તિવાદ અથવા વૈજ્ઞાનિક ચિંતન જેવા શબ્દો માટે દયાનંદ જે મહાવરો પ્રયુક્ત કરે છે એ છે – **‘સૃષ્ટિક્રમને અનુકૂળ હોવું’**. એમની દૃષ્ટિમાં જે કથન કે માન્યતાઓ સૃષ્ટિના શાશ્વત નિયમોની અનુકૂળ છે, જેને વૈજ્ઞાનિક સત્યોની મદદથી પુષ્ટ અને પ્રમાણિત કરી શકાય છે, એ જ માન્ય છે, એ જ સ્વીકાર અને આચરણ યોગ્ય છે. આ જ કસોટીનો પ્રયોગ કરી તેમણે પ્રચલિત હિંદુ ધર્મમાં માન્ય પૌરાણિક દેવગાથાવાદ સાથે સંકળાયેલાં ચમત્કારમૂલક, અવૈજ્ઞાનિક તથા અવિશ્વસનીય આસ્થાઓ, વિચારો અને ઘટનાઓને બહિષ્કૃત કરી દીધાં. અને સાથે સાથે તેમણે બૌદ્ધ, જૈન, ઈસાઈયત અને ઇસ્લામ સંપ્રદાયમાં ઉલ્લેખિત વિજ્ઞાન-વિરુદ્ધ અંધ માન્યતાઓ અને મત-વિશ્વાસોને પણ અમાન્ય ઠેરવ્યાં.

એ ધ્યાનમાં રાખવા જેવું છે કે દયાનંદ જેને **'સૃષ્ટિક્રમને અનુકૂળ હોવું'** કહે છે, તેને જ આધુનિક યુગમાં 'વૈજ્ઞાનિક ચિંતન' (Scientific thinking)નું નામ આપવામાં આવ્યું છે. આધુનિક વિશ્વ-સભ્યતાને એ વાતનો ગર્વ છે કે તે વિજ્ઞાનનાં સત્યોને મહત્ત્વ આપે છે, અને વિશ્વ-માનવમાં સતર્ક ચિંતન અને વિજ્ઞાન આધારિત માન્યતાઓને અપનાવવાની વકીલાત કરે છે. આપણા દેશના પ્રથમ વડાપ્રધાન પં. જવાહરલાલ નેહરુને ભલે કોઈ નાસ્તિક કહે કે આસ્તિક, પરંતુ એક વાત નિશ્ચિત છે કે તેઓ દેશવાસીઓમાં વૈજ્ઞાનિક ચિંતન અને યુક્તિસિદ્ધ તાર્કિકતાને ફૂલતાંફાલતાં જોવા ઈચ્છતા હતા. પરંતુ આપણા દેશનું દુર્ભાગ્ય રહ્યું કે એમના પછી આવેલા આપણા મોટા ભાગના રાષ્ટ્રીય નેતાઓ અંધવિશ્વાસોના અંધારા કૂવામાં પડતા ન તો સ્વયંને બચાવી શક્યા, અને ન તો એ દિશામાં દેશની જનતાનું સ્વસ્થ માર્ગદર્શન કરી શક્યા. આવા અંધવિશ્વાસગ્રસ્ત નેતાઓ હંમેશાં પંડા-પૂજારીઓ, જ્યોતિષીઓ અને બાબાઓની જાળમાં ફસાયેલા અને મસ્જિદો, મકબરાઓ અને દેવાલયોમાં ધક્કા ખાતા રહ્યા. તેઓ જ્યોતિષીઓનાં મુહૂર્તો અને મઠાધીશોનાં ભવિષ્ય-કથનોમાં વિશ્વાસ મૂકી પોતાની ગાદીને સુરક્ષિત સમજતા રહ્યા.

ધાર્મિક અંધવિશ્વાસો અને તર્કવિરુદ્ધ માન્યતાઓનું ખંડન કરવામાં દયાનંદે કોઈ પણ મત-પંથ, પંડા-પૂજારી, મુલ્લા-મૌલવી કે પાદરી-ધર્માધ્યક્ષને માફ કર્યા નથી. માનવના સહજ, સરળ અને પ્રશસ્ત જીવનપથને કદમ કદમ પર કંટકાકીર્ણ, વિષમ, ભયાવહ અને નરક સમાન બનાવવા માટે પ્રવૃત્ત એવાં તમામ પાખંડો, અંધવિશ્વાસો અને મૂઢ ધારણાઓને જમીનદોસ્ત કરતો તેમનો તર્કરૂપી કુહાડો 'સત્યાર્થપ્રકાશ'ના અગિયારમા સમુલ્લાસના આરંભથી લઈ ચૌદમા સમુલ્લાસના અંત સુધી બરાબર ચાલ્યો છે. દયાનંદે એ પણ અનુભવ્યું કે અવૈજ્ઞાનિક વાતો અને તર્કવિરુદ્ધ માયાજાળ ગૂંથવામાં આપણા મહાપુરુષોને અવતારોની કોટિમાં લાવી મૂકીને તેઓનાં સહજ-સ્વાભાવિક જીવનની આસપાસ ચમત્કારપૂર્ણ કથાનકો અને અવિશ્વસનીય વાતોનો ઘટાટોપ ઊભો કરનારા પાખંડપ્રિય લેખકોની પણ મોટી ભૂમિકા રહી છે. આવી જ રીતે બીજા દેશોમાં ઊભા થયેલા મત-પંથોના લોકોએ નબીઓ, પયગંબરો અને કથિત દેવદૂતોને લઈને અસંભવ કલ્પનાઓ કરી છે. બહુ દૂર જવાની પણ ક્યાં જરૂર છે ? ભારતીય નવજાગરણના શિખર સમાન રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદના ક્રિયાકલાપોને પણ ચમત્કારો અને અવિશ્વસનીય કથાઓથી ઢાંકી દેવામાં આવ્યા છે. (દ્રષ્ટવ્ય : સત્યેન્દ્રનાથ મજૂમદાર લિખિત વિવેકાનંદ ચરિત)

આશ્ચર્ય તો એ છે કે આજની નવશિક્ષિત અને જ્ઞાન-વિજ્ઞાનનું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલી પેઢી પણ અંધવિશ્વાસોથી સ્વયંને બચાવવામાં નિષ્ફળ રહી છે. આથી આપણે જોઈએ છીએ કે જુમેરાત (ગુરુવાર)ના દિવસે સુશિક્ષિત ડૉક્ટરો, એન્જિનિયરો, પ્રોફેસરો અને વિજ્ઞાનીઓ સુધ્ધાં પેલા ફકીરોને પોતાનું ભવિષ્ય બતાવવા માટે

વીનવતા હોય છે. આવા લોકો સદીઓ પહેલાં ભૂમિસ્થ થયેલા ઓલિયાઓ અને ફકીરોને આશીર્વાદ માટે યાચના કરે છે. કેથોલિક રીતરિવાજોમાં પાલનપોષણ પામેલી નેત્રીઓ ચૂંટણીમાં વિજય મેળવવાની ઇચ્છાથી કુંભના મેળામાં જઈ ગંગામાં ડૂબકી લગાવે છે, પુષ્કર તીર્થ અને ગુજરાતના અંબાજીના મંદિરમાં માથું ઝુકાવે છે અને કોઈ ફકીરની દરગાહમાં જઈ સિજદા કરે છે કે જેના જીવન અને ઇતિહાસ વિશે તે કશુંય જાણતી નથી હોતી. શું આવી પરિસ્થિતિમાં દયાનંદ ઉપદિષ્ટ બુદ્ધિવાદ તથા વિવેકનો પાઠ સંપૂર્ણરૂપે પ્રાસંગિક નથી ?

**પાદટિપ્પણ**

૧. આહાર નિદ્રા ભય મૈથુનં ચ સામાન્યમેતત્ પશુભિર્નરાણામ્ । ધર્મો હિ તેષામધિકો વિશેષો ધર્મેણ હીનઃ પશુભિઃ સમાનઃ ॥ (ભર્તૃહરિ નીતિશતક)

૨. તુલનીય – "જેનું સ્વરૂપ ઈશ્વરની આજ્ઞાનું યથાવત્ પાલન અને પક્ષપાતરહિત ન્યાય, સર્વહિત કરવું છે, જે પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી સુપરીક્ષિત છે અને વેદોક્ત હોવાથી સૌ મનુષ્યો માટે આ જ એક માનવા યોગ્ય છે, તેને 'ધર્મ' કહે છે." (આર્યોદ્દેશ્યરત્નમાળા)

૩. આર્ષ ધર્મોપદેશં ચ વેદશાસ્ત્રાઽવિરોધિના । યસ્તર્કેણાનુસંધત્તે સ ધર્મં વેદ નેતરઃ ॥ (મનુસ્મૃતિ : ૧૨.૧૦૬)

## *મહર્ષિ દયાનંદ*

*"આધુનિક ભારતના નિર્માતાઓમાં સ્વામી દયાનંદ પ્રથમ કોટિનું સ્થાન ધરાવે છે. દેશ જ્યારે આધ્યાત્મિક અંધાધૂંધી, સામાજિક કુરીતિઓ, અંધવિશ્વાસો, ભ્રમણાઓ અને રાજનૈતિક દાસતામાં જકડાયેલો હતો, ત્યારે સત્યને એકનિષ્ઠ સમર્પિત થઈ મહાત્મા દયાનંદે આપણા ધાર્મિક, રાજનૈતિક, સામાજિક અને સાંસ્કૃતિક ઉદ્ધારનું બીડું ઉઠાવ્યું. તેઓ મહાન સુધારક અને ક્રાંતિકારી મહાપુરુષ તો હતા જ, સાથે સાથે તેમના હૃદયમાં સામાજિક અન્યાયોને ઉખેડી ફેંકવાનો પ્રચંડ અગ્નિ પણ મોજૂદ હતો. તેમણે સત્ય, સામાજિક ઐક્ય અને એક જ ઈશ્વરની ઉપાસનાનો સંદેશ આપ્યો, અને શિક્ષણ તથા ઈશ્વરોપાસનાની સ્વતંત્રતા સૌને માટે ઉપલબ્ધ કરાવવા પર ભાર મૂક્યો. તેઓ મહાન તાર્કિક અને વિવેકી પુરુષ હતા. તેમણે કહ્યું કે વૈદિક શાસ્ત્રો આપણને કોઈ વાત પર અંધવિશ્વાસ મૂકવાને બદલે વિવેકબુદ્ધિની મદદથી સત્યનું અનુસંધાન કરવાની પ્રેરણા આપે છે. તેમના ઉપદેશો આપણા સૌ માટે અતિ મૂલ્યવાન છે; કારણ કે આજે પણ આપણા સમાજમાં વિભેદ ઉત્પન્ન કરનારી અનેક સમસ્યાઓ હયાત છે, જેનો સામનો દયાનંદે ચીંધેલા માર્ગે ચાલીને જ થઈ શકે છે. ભારતના બંધારણમાં સામાજિક ક્ષેત્રને લગતી અનેક વ્યવસ્થાઓ દયાનંદના ઉપદેશોથી પ્રેરિત થઈને જ લેવામાં આવી છે."*

***– ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન***

*(સંદર્ભ : પ્રેસિડન્ટ રાધાકૃષ્ણન્સ્ સ્પીચીઝ ઍન્ડ રાઈટીંગ્સ, મે ૧૯૬૨ – મે ૧૯૬૪, પાન : ૧૨૬-૧૨૮)*

### પાંચમું સૂત્ર

# દયાનંદે પુરુષાર્થવાદ, કર્મણ્યતા અને સંઘર્ષની વાત કહી

સ્વામી દયાનંદે વૈદિક શિક્ષાઓનું જે નવનીત તારવ્યું હતું તે એ જ હતું કે, મનુષ્યે જીવનપર્યંત પુરુષાર્થ કરવાનો છે; તેણે સાહસ, ધીરજ અને સંગઠિત પ્રયત્નો દ્વારા પોતાનું જીવન-લક્ષ્ય પ્રાપ્ત કરવાનું છે. મહર્ષિને વેદોમાં ભાગ્યવાદ, અકર્મણ્યતા કે પુરુષાર્થહીનતાના સંદર્ભો ક્યાંય જોવા ન મળ્યા. તેમણે સ્વયં યજુર્વેદનો એ ઉપદેશ આત્મસાત્ કર્યો હતો કે, મનુષ્યે કર્મશીલ રહીને જ સો વર્ષ પર્યંત પુરુષાર્થયુક્ત જીવન પસાર કરવું જોઈએ.[૧] સાથે સાથે તેઓ પોતાના દેશવાસીઓ તથા અનુયાયીઓને પણ એવું જ કર્મઠ જીવન જીવવાનો ઉપદેશ પ્રબોધતા રહ્યા. ઐતરેય-બ્રાહ્મણમાં વર્ણિત એક પ્રસંગમાં 'ચરૈવેતિ ચરૈવેતિ'નો ઉપદેશ આપવામાં આવ્યો છે.[૨] મનુષ્ય દૃઢ ઇચ્છાશક્તિ ધારણ કરી નિરંતર આગળ ને આગળ વધતો રહે એ જ આપણા પૂર્વજ આચાર્યો અને ઋષિઓનો ઉપદેશ હતો. આર્ય સંસ્કૃતિમાં પુરુષાર્થ-ચતુષ્ટયનો જે આદર્શ પ્રત્યેક મનુષ્ય સમક્ષ મૂકવામાં આવ્યો હતો તેનો અભિપ્રાય પણ સતત આગળ વધતાં રહી સાંસારિક ઉન્નતિની સાથે સાથે માનવજીવનના સર્વોચ્ચ લક્ષ્ય મોક્ષને પ્રાપ્ત કરવાનો જ રહ્યો હતો. આ જ ભાવનાથી જીવનનું ચાર આશ્રમોમાં વિભાજન કરવામાં આવ્યું હતું. વૈદિક આશ્રમ-વ્યવસ્થાનું પ્રયોજન એ જ હતું કે એના માધ્યમથી મનુષ્યને સમ્યક્ ઉન્નત કરી તેને જીવનના અંતિમ લક્ષ્ય મોક્ષ સુધી લઈ જવો. 'રઘુવંશ'માં મહાકવિ કાલિદાસે રઘુવંશી રાજાઓની જીવનચર્યાનું નિરૂપણ કરતાં લખ્યું છે :

**શૈશવેડભ્યસ્ત વિદ્યાનાં યૌવને વિષયેષિણામ્,**
**વાર્ધક્યે મુનિવૃત્તીનાં યોગેનાન્તે તનૂત્યજામ.**

રઘુવંશી રાજકુમારોનો બાલ્યકાળ વિદ્યાભ્યાસમાં પસાર થતો. યુવાવસ્થાનો કાળ સાંસારિક કર્તવ્ય પાલનમાં વ્યતીત થતો. જ્યારે વૃદ્ધાવસ્થા આવે ત્યારે તેઓ મુનિઓ જેવી યોગ-વૃત્તિ ધારણ કરી લેતા, અને અંતે સમાધિપૂર્વક જીવનનો ત્યાગ કરતા. આવી વ્યસ્ત જીવનચર્યામાં આળસ, કર્મ-ત્યાગ અને મિથ્યા વૈરાગ્ય માટે કોઈ જ સ્થાન ન હતું.

તેમ છતાં આપણા દેશમાં પુરુષાર્થહીનતા અને પલાયનવાદનો એક ત્રાસપૂર્ણ યુગ આવ્યો. એ હકીકત છે કે મહાભારત-યુદ્ધના ભીષણ અંત બાદ તેની વિઘાતક અસરોને લીધે આખો દેશ નિરાશા, અવસાદ અને માનસિક વેદનામાં ડૂબી ગયો હતો. પરંતુ જો આપણે એ યુગના મહાન કર્મયોગી કૃષ્ણનો સ્ફૂર્તિદાયક સંદેશ ભૂલ્યા ન

હોત, તો બૌદ્ધયુગ બાદ આપણા પર થયેલાં મુસલમાનોનાં આક્રમણોથી તથા ત્યાર પછીના સાતસો વર્ષના પરાજય અને ગુલામીના કાળ દરમિયાન આપણી જે દુર્દશા થઈ તે ન થઈ હોત. કારણ કે કૃષ્ણે તો આપણને કર્મણ્યતાનો પાઠ ભણાવ્યો હતો. એમનું તો સ્પષ્ટ કહેવું હતું કે **'યુદ્ધાય કૃત-નિશ્ચયઃ'** તથા **'ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ ત્વય્યુપપદ્યતે'.** અર્થાત્ આપણે યુદ્ધ માટે તૈયાર થવાનું છે અને આતતાયીઓનો નાશ કરવાનો છે. જે અર્જુને દીનતા કે પલાયનનું નામ પણ નહોતું જાણ્યું તેના માટે કૃષ્ણનો ઉપદેશ હતો કે 'તું કાયરતાને પ્રાપ્ત ન થા; આવી કાયરતા કે બાયલાપણું તને શોભતું નથી'.

આશા, ઉમંગ અને ઉત્સાહથી ઓતપ્રોત આવા ઉપદેશો હોવા છતાંય આપણા દેશમાં પરાજય, આત્મગ્લાનિ અને હીન ભાવનાનો વિષમ જ્વર ફેલાયો. જો આપણે તેનાં કારણોની મીમાંસા કરીએ તો તેની પાછળ આપણા તત્કાલીન જીવનદર્શનની કેટલીક ન્યૂનતાઓ જ કારણભૂત જણાશે. સૌપ્રથમ આદિ શંકરાચાર્યે વેદાંતની જે એકાંગી શિક્ષા પ્રસ્તુત કરી તેને લીધે દેશવાસીઓમાં સંસારને મિથ્યા, સ્વપ્નવત્, દોરડીમાં સાપની માફક કાલ્પનિક તથા ગંધર્વનગરની સૃષ્ટિ સમાન નશ્વર માનવાની પ્રવૃત્તિએ જોર પકડ્યું.

શંકરાચાર્યનો પૂરો પ્રયાસ કર્મ-સિદ્ધાંતનું નિરાકરણ કરી તેના સ્થાને જ્ઞાનને પ્રતિષ્ઠિત કરવાનો રહ્યો.[૩] આ પણ એક વિચિત્ર વિરોધાભાસ હતો કે જે શંકરાચાર્યે પ્રસ્થાનત્રયીની પોતાની વ્યાખ્યામૂલક રચનાઓમાં કદમ કદમ પર કર્મ-સિદ્ધાંતનું ખંડન કર્યું, તેઓ સ્વયં પોતાના જીવનમાં મહાન કર્મશીલ, સતત પુરુષાર્થરત અને વૈદિક ધર્મને પુનઃ સન્માન અપાવવાને માટે પ્રયત્નશીલ રહ્યા. તથાપિ એ વિડંબના જ હતી કે શંકરાચાર્યને અનુસરનારા દાર્શનિકો, સાધુ-સંન્યાસીઓ અને ત્યાગી-વૈરાગી સંત-મહંતોએ નિષ્ક્રિયતા અને કર્તવ્ય-વિમુખતાને જ પોતાનું જીવનદર્શન બનાવી લીધું. આથી દેશમાં દાર્શનિક પ્રશ્નો પર તો ગંભીર ઊહાપોહ થતો રહ્યો, પરંતુ એક પણ ધર્માચાર્યે કે ધર્મ-પ્રવક્તાએ દેશની દુર્દશા પ્રત્યે ન તો લોકોનું ધ્યાન ખેંચ્યું કે ન તો એમાંથી બહાર આવવાનો કોઈ ઉપાય સુઝાવ્યો.

મહર્ષિ દયાનંદના જીવન તથા ચિંતનની ગંભીર મીમાંસા કરનાર પં. દેવેન્દ્રનાથ મુખોપાધ્યાયે સાચું જ લખ્યું છે : "શંકરાચાર્યે પોતાની અલૌકિક પ્રતિભા અને તીક્ષ્ણ તર્ક શૈલીથી બ્રહ્મૈક્યવાદ અને જગન્મિથ્યાવાદને સ્થાપિત કરવાની પૂરજોશ કોશિશ કરી, પરંતુ અનેક જાતિઓમાં વિભાજિત અને વેરવિખેર થઈ ચૂકેલા ભારતને સુદૃઢ કરવા માટે તેમણે દેશવાસીઓને પુરુષાર્થનો કોઈ મહામંત્ર આપ્યો હોય એવું જણાતું નથી. આ જ રીતે ભગવન્નામ સંકીર્તન દ્વારા બ્રાહ્મણથી લઈ ચાંડાલ પર્યંત હિંદુ સમાજને સ્પૃશ્યાસ્પૃશ્યની ભાવનાથી અલગ રહેવાનો ઉપદેશ આપનારા ગૌરાંગ દેવે (ચૈતન્યે) પણ પરાધીન ભારતની દાસતાની લોખંડી

બેડીઓને તોડવા માટે દેશવાસીઓમાં પરાક્રમ અને પુરુષાર્થનો શંખ ફૂંક્યો હોય એવું પણ ક્યાંય જણાતું નથી.''[૪]

ભારતવાસીઓને ભાગ્યવાદની ઝેરી શિખામણ આપવામાં કેટલાક અન્ય મતોની ભૂમિકા પણ ઓછી નથી રહી. મહાત્મા બુદ્ધે તો પહેલેથી જ **'સર્વં દુઃખમ્'**નો પાઠ ભણાવી પોતાના અનુયાયીઓને વૈરાગ્ય-પથ પર ચાલવાનો ઉપદેશ કર્યો હતો. જૈન અને બૌદ્ધ મતોની અવૈદિક શ્રમણ પરંપરાઓનું જ એ પરિણામ હતું કે પરદેશી આક્રમણો સમક્ષ ભારતવાસીઓ સતત પરાસ્ત, પરાભૂત અને પાદાક્રાંત થતા રહ્યા. આનું દુષ્પરિણામ એકદમ સ્પષ્ટ હતું. સમગ્ર વિશ્વને ઇસ્લામની શિક્ષાઓથી ભરી દેવાની લાલસા ધરાવતા જેહાદીઓએ હજારો ભિક્ષુઓની ગરદન વાઢી નાખી. એમનાં ગ્રંથાલયો, વિહારો અને વિદ્યાલયોનો નાશ કર્યો. તેમના ગ્રંથો બાળીને સ્નાનાગૃહોમાં પાણી ગરમ કર્યું. આવી દુર્દશા થવા પાછળનું કારણ એ જ હતું કે ભારતવાસીઓએ ઇહલોકની ઉપેક્ષા કરીને જીવનને માટે ફક્ત ત્યાગ-વૈરાગ્યના અંતિમવાદી ઉપદેશો જ માન્ય રાખ્યા હતા. શ્રમણ પરંપરાએ આતતાયી શત્રુને જડમૂળથી ઉખેડી ફેંકવા પ્રચંડ પુરુષાર્થ અને અનુપમ કર્મવાદનો પાઠ ભણાવતી વસિષ્ઠ, વિશ્વામિત્ર, પરશુરામ, દ્રોણાચાર્ય, ચાણક્ય અને સમર્થ રામદાસ વગેરેની આર્યોચિત વિચારધારાનો ઉપહાસ કર્યો હતો.[૫]

આવી દુઃખદ પરિસ્થિતિમાં પાછું વધારાનું દુઃખ મધ્યકાળના ભક્તિ આંદોલને ઊભું કર્યું. ભક્તિકાળના આરાધ્ય દેવ શ્રીરામ અને શ્રીકૃષ્ણ રહ્યા અને એ બંનેનાં જીવન પુરુષાર્થ, પરાક્રમ અને દાનવદલનનાં પ્રત્યક્ષ દૃષ્ટાંત જેવાં રહ્યાં હતાં. પરંતુ એમના નાસમજ ભક્તોએ એ મહાન યુગપુરુષોનાં પુરુષાર્થમય જીવનમાંથી પણ કોઈ જ બોધપાઠ ન લીધો. રામાશ્રયી શાખાના ભક્તોએ તો નર્યા ભાગ્યવાદ અને અકર્મણ્યતાનો જ પ્રચાર કર્યો.

**અજગર કરે ન ચાકરી પંછી કરે ન કામ,**
**દાસ મલૂકા કહ ગયે સબકે દાતા રામ.**

એમનો તો સિદ્ધાંત જ એ રહ્યો કે ભગવાનના નામનો જપ માત્ર કરવાથી ભવપાશમાંથી મુક્તિ મળે છે અને સાથે સાથે આપણી સાંસારિક સમસ્યાઓનું પણ સમાધાન થઈ જાય છે. પરંતુ વાસ્તવમાં આવી ધારણા તદ્દન ભ્રામક હતી. બીજી બાજુ કૃષ્ણ-ભક્ત કવિઓ અને ભક્તોએ 'ગોપવધૂટીદુકૂલ ચૌરાય' (યુવાન ગોપ-સ્ત્રીઓનાં વસ્ત્ર ચોરનાર) ચૌરાગ્રગણ્ય, રાસેશ્વર, મુરલીધર કૃષ્ણને જ પોતાનો આદર્શ બનાવ્યો.[૬] પોતાની નીતિમત્તા અને રાજનીતિ-ચાતુર્ય દ્વારા કંસ, જરાસંધ, દંતવક્ર, શિશુપાલ અને દુર્યોધન જેવા માનવજાતિને પીડિત કરનારા અત્યાચારી દુષ્ટોથી સંસારની રક્ષા કરનારા કૃષ્ણને તો એ લોકો બિલકુલ ભૂલી જ ગયા. ભક્તિ

આંદોલનનું સાચે જ દુઃખદ પરિણામ એ આવ્યું કે, રામ અને કૃષ્ણ જેવા દુર્ધર્ષ વીરોના તથાકથિત અનુયાયીઓ અત્યાચારી શાસકોના મુખાપેક્ષી બની ગયા અને તેમણે સ્વેચ્છાથી ગુલામીના ગાળીયાને પોતાના ગળાનો હાર બનાવી રાખ્યો.

આવી વિષમ પરિસ્થિતિમાં મહર્ષિ દયાનંદે જે પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ, સાહસ અને કર્મણ્યતા પર ભાર મૂકવાનો સંદેશ આપ્યો તે ભયંકર તાપમાં શીતળ અમીવર્ષા તુલ્ય હતો. તેમણે પોતાના ગ્રંથોમાં સર્વત્ર પુરુષાર્થની જ પ્રશંસા કરી છે અને માત્ર પ્રારબ્ધ પર જ નિર્ભર રહેવાની વૃત્તિને વખોડી કાઢી છે. 'સત્યાર્થપ્રકાશ'ના અંતમાં આપવામાં આવેલ 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ' નામના પ્રકરણમાં તેમણે લખ્યું છે : **''પ્રારબ્ધ કરતાં પુરુષાર્થ મોટો છે; કારણ કે પુરુષાર્થથી જ સંચિત પ્રારબ્ધનું નિર્માણ થાય છે; અને જેના સુધરવાથી બધું જ સુધરે છે અને જેના બગડવાથી બધું જ બગડે છે, એટલા માટે પ્રારબ્ધ કરતાં પુરુષાર્થનું સ્થાન ઊંચું છે.''** તેમણે 'આર્યોદ્દેશ્યરત્નમાળા' નામના બીજા ગ્રંથમાં પણ પુરુષાર્થ વિશે આવી જ ભાવના વ્યક્ત કરી છે. તેમાં દયાનંદ લખે છે : **''સર્વથા આળસ છોડીને ઉત્તમ કાર્યોની સિદ્ધિ માટે મન, શરીર અને વાણીથી કરવામાં આવતા અત્યંત ઉદ્યોગ અથવા પરિશ્રમનું નામ 'પુરુષાર્થ' છે.''** 'વ્યવહારભાનુ'માં જ્યારે પ્રશ્ન કરવામાં આવ્યો કે પુરુષાર્થ કોને કહે છે ? અને તેના કેટલા ભેદ છે ? ત્યારે પણ તેના ઉત્તરમાં દયાનંદે લખ્યું છે : **''ઉદ્યોગનું નામ પુરુષાર્થ છે, અને તેના ચાર ભેદ છે : અપ્રાપ્તની ઈચ્છા, પ્રાપ્તની યથાવત્ રક્ષા, રક્ષિતની વૃદ્ધિ, અને વૃદ્ધિ પામેલા પદાર્થોનો ધર્મમાં, ઉત્તમ કાર્યોમાં ખર્ચ કરવો.''**

આમ મહર્ષિએ પોતાના ગ્રંથોમાં પુરુષાર્થને ભાગ્ય કરતાં પ્રબળ બતાવ્યું; અને એ પણ માત્ર ઉપદેશથી જ નહિ, પરંતુ પોતાના અનન્ય કર્મઠ જીવન થકી તેમણે લોકોને ભાગ્યવાદ અને પલાયનવાદની જાળમાં ન ફસાઈ, નિરંતર ઉદ્યોગ અને કર્મશીલ બની રહેવા પ્રેરિત કર્યા. તેમને એ વાતનું દુઃખ હતું કે આજે ભારતમાં સાધુ-સંન્યાસીઓનાં નામે એક એવી જમાત ઊભી થઈ ગઈ છે, જે સમાજ માટે ભારરૂપ થઈ પડી છે. આ જમાતનો જીવન-સિદ્ધાંત જ પરાવલંબન છે. ભીક્ષા માંગીને પેટ ભરવું અને બદલામાં કંઈ જ ન આપવું-કરવું એ જ એમની નિયતિ છે. એકવાર વાર્તાલાપ દરમિયાન મહર્ષિએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે, દેશમાં આ જે લાખો નામધારી સાધુઓ જ્યાં-ત્યાં ફોગટના આંટાફેરા મારે છે તેમને કોઈ મહેનત-મજૂરીનાં કામમાં જોતરવા જોઈએ, જેથી તેઓ પણ પરિશ્રમપૂર્વકનું સાર્થક જીવન ગાળી શકે.

**ભાગ્યવાદને ફલિત જ્યોતિષના અંધવિશ્વાસનો ટેકો મળ્યો :** જો આપણે ભાગ્યવાદ અને અકર્મણ્યતા માટેનાં જવાબદાર કારણોની ખોજ કરીએ તો આપણને એવાં અનેક તત્ત્વો મળી આવશે કે જેના કારણે ભારતીય માનસમાં આળસ, પરલોકવાદ, કર્મવિમુખતા અને સાહસહીનતાના ભાવ જાગ્યા હતા. એ પૈકી સર્વોપરિ અંધવિશ્વાસ

હોય તો એ છે – ફલિત જ્યોતિષ. બાળક જન્મે પછી તેનું જે જન્મપત્રક બનાવવામાં આવે છે, તેની આલોચના કરતાં દયાનંદે લખ્યું છે કે, આને 'જન્મપત્રક' નહિ બલ્કે 'શોકપત્રક' કહેવું જોઈએ.[૭] તેમણે સ્પષ્ટ કહ્યું છે કે, કર્મફળ-વ્યવસ્થા અને ઈશ્વરી નિયમોને તોડવાનું સામર્થ્ય કોઈ જ ધરાવતું નથી. પ્રચાર માધ્યમોના બહુવિધ વિસ્તારની સાથે સાથે ફલિત જ્યોતિષરૂપી આ અંધવિશ્વાસે આજે અનેક નવીન આયામો ગ્રહણ કરી લીધા છે. આજથી ૬૦-૭૦ વર્ષો અગાઉ આવું ન હતું. એ સમયે ન તો પત્ર-પત્રિકાઓમાં વર્ષફળ છપાતાં હતાં અને ન તો કોઈ પાઠકને સાપ્તાહિક રાશિફળ વાંચવાનું મન થતું હતું. પરંતુ આજે તો સમાચારપત્રો ઉપરાંત ટેલિવિઝનની લગભગ બધી જ ચેનલો પર જ્યોતિષનો આડંબર કરનારા પાખંડીઓને ભવિષ્યકથન કરતા બતાવવામાં આવે છે. જોધપુરના પાખંડ-પ્રસારક ધૂર્ત નારાયણદત્ત શ્રીમાળી દુનિયામાંથી વિદાય કરી ગયા પછી તેમનાં ઠગવિદ્યા-કુશળ સંતાનોએ પોતાની પાખંડ-જાળનો અધિક વિસ્તાર કરી લીધો છે. આપણને નથી લાગતું કે જ્યોતિષના આ પાખંડથી આપણો દેશ ક્યારેય મુક્ત થઈ શકશે. સામાન્ય માણસો જ નહિ, ભણેલગણેલ પ્રબુદ્ધ લોકો પણ પાખંડી જ્યોતિષીઓ અને તાંત્રિકોની જાળમાંથી સ્વયંને બચાવી શકતા નથી. આવા મિથ્યા ભવિષ્ય-કથન કરનારાઓએ તથા આવી પડેલી પરિસ્થિતિના પરિણામની પૂર્વ ઘોષણા કરનારાઓએ કઈ રીતે મધ્યકાળના રાજાઓને વંચિત કરી તેમને પારકાઓની ગુલામી સ્વીકારવા મજબૂર કર્યા અને દેશને પરાધીનતાના કૂપમાં ધકેલ્યો, એનું એક રોચક દૃષ્ટાંત મહર્ષિ દયાનંદે આપ્યું છે :

એકવાર એક સ્વદેશી રાજા પર એક વિદેશી આક્રમણખોરે સેના લઈને ચઢાઈ કરી. અંધવિશ્વાસુ રાજાના દરબારીઓ ભેગા થઈ ગયા. તેમણે રાજાને સેના તૈયાર કરી આક્રમણકારી શત્રુનો મુકાબલો નહિ કરવાની સલાહ આપી. રાજાનો એક તેલી સામંત હતો. તેણે રાજાને કહ્યું કે, 'મહારાજ, ઉતાવળ શા માટે કરો છો ? તેલ જુઓ, તેલની ધાર જુઓ. પછી સેના સજાવશો.' એક બીજો ઊંટવાળો સામંત હતો. તેણે રાજાને કહ્યું કે, 'મહારાજ, જલદી ના કરો, પહેલાં એ તો જુઓ કે ઊંટ ક્યા પડખે બેસે છે.' બીજી બાજુ જ્યોતિષીએ મુહૂર્ત કાઢવાનું પાખંડ ફેલાવ્યું અને રાજાને દિશાશૂળ, અશુભ મુહૂર્ત વગેરેનો ભય બતાવ્યો. એટલામાં તો દુશ્મનની સેના ત્યાં આવી પહોંચી અને પરિણામ એ આવ્યું કે એ અંધવિશ્વાસુ રાજા પરાજિત થયો ! ભારતના દુર્ભાગ્ય, અભાગ્યોદય અને પરાધીનતાની આ ક્રૂર કહાની આપણને ઈતિહાસનાં રક્તરંજિત પૃષ્ઠોમાં યત્ર-તત્ર-સર્વત્ર વાંચવા મળે છે. દેશની આવી દુર્દશા જોઈને મહર્ષિ દયાનંદનું કરુણાદ્ર હૃદય ક્રંદન કરી ઊઠ્યું હતું. તેમણે 'સત્યાર્થપ્રકાશ'ના આઠમા સમુલ્લાસમાં લખ્યું છે : **'હવે અભાગ્યોદય અને આર્યોના આળસ, પ્રમાદ અને અંદરોઅંદરના વિરોધને કારણે બીજા દેશો પર રાજ્ય કરવાની વાત તો દૂર રહી, પરંતુ આર્યાવર્ત દેશમાં પણ આર્યોનું અખંડ, સ્વતંત્ર, સ્વાધીન, નિર્ભય રાજ્ય હાલમાં નથી.'**

### પાદટિપ્પણ

૧. કુર્વન્નેવેહ કર્માણિ જિજીવિષેચ્છતં સમાઃ । (યજુર્વેદ : ૪૦.૨)

૨. અહીં કહ્યું છે કે મનુષ્યની શયનાવસ્થા કળિયુગ છે, આળસ ખંખેરીને ઊભું થઈ જવું એ દ્વાપર છે, ચાલવા માટે તત્પર થઈ જવું એ ત્રેતા છે, જ્યારે નિર્ધારિત લક્ષ્ય તરફ ચાલી નીકળવું એ કૃત યુગ છે. માટે ચાલતાં રહો, ચાલતાં રહો – ચરૈવેતિ, ચરૈવેતિ.

૩. શંકરાચાર્યના દર્શનનો આ વિચિત્ર વિરોધાભાસ છે કે તેમણે વેદોના કર્મ-પ્રતિપાદક (યજુર્વેદના ચાલીસમા અધ્યાયના 'કુર્વન્નેવેહ કર્માણિ...' વગેરે) મંત્રોના અર્થ મંત્રના મૂળ આશયથી વિરુદ્ધ કર્મ-નિષેધપરક કર્યા.

૪. મહર્ષિ દયાનંદ સરસ્વતી કા જીવનચરિત્ર : ભૂમિકા – આર્ય સાહિત્ય મંડલ અજમેર દ્વારા પ્રકાશિત પ્રથમ આવૃત્તિ : ૧૯૩૩.

૫. શ્રમણ વિચારધારા દ્વારા ઘોષિત પલાયનવાદના વિરોધમાં વૈદિક વિચારધારાના પુરુષાર્થવાદની પ્રકર્ષતા નાટકકાર જયશંકર પ્રસાદે સ્વરચિત નાટક ચંદ્રગુપ્તમાં પ્રખર શૈલીમાં રજૂ કરી છે.

૬. દૃષ્ટવ્ય : વિશ્વનાથ પંચાનન ભટ્ટાચાર્ય રચિત 'કારિકાવલી'નું મંગલાચરણ. કૃષ્ણચરિતના માર્મિક સમીક્ષક બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે અસિધર (તલવારધારી) તથા સુદર્શન ચક્રધારી કૃષ્ણને મુરલીધરના વેશમાં ચિત્રિત કરવાની કટુ આલોચના કરી છે.

૭. સત્યાર્થપ્રકાશ - બીજો સમુલ્લાસ.

## *મહર્ષિ દયાનંદ*

*"મહર્ષિ દયાનંદ ભારતના આધુનિક ઋષિઓ, સુધારકો અને શ્રેષ્ઠ પુરુષોમાંના એક હતા. તેમનું બ્રહ્મચર્ય, તેમનું વિચાર-સ્વાતંત્ર્ય, તેમનો સર્વ પ્રત્યેનો પ્રેમ, તેમની કાર્ય-કુશળતા વગેરે ગુણો લોકોને મુગ્ધ કરતા હતા. તેમના જીવનનો પ્રભાવ ભારત પર ખૂબ જ પડ્યો છે. હું જ્યાં જ્યાં ગમન કરું છું ત્યાં ત્યાં મને મહર્ષિ દયાનંદનાં જ પગલાં દૃષ્ટિગોચર થાય છે. બ્રિટિશ રાજ્ય સ્થાપિત થયા બાદ જનતા સાથે સીધો સંપર્ક કરવાનો માર્ગ મહર્ષિ દયાનંદે શોધી કાઢ્યો હતો."*

***– મહાત્મા ગાંધી***

*"સ્વામી દયાનંદજીના રાષ્ટ્રપ્રેમ માટે, તેમણે ઉઠાવેલાં કદમો માટે, તેમની હિંમત અને બ્રહ્મચારી જીવન માટે અને તેમના અન્ય કેટલાય ગુણો માટે મને તેમના પ્રત્યે માન છે. આપણા સમાજમાં એ સમયે જે-જે ત્રુટિઓ, બૂરાઈઓ, કુરીતિઓ, અજ્ઞાનતા, વહેમ વગેરે હતાં, તેને દૂર કરવા માટે સ્વામીજીએ વિદ્રોહનું આહ્વાન કર્યું. જો સ્વામીજી ન હોત તો હિંદુ સમાજની શી દશા થઈ હોત તેની કલ્પના કરવી પણ કઠિન છે. આજે દેશમાં જે કાર્યો ચાલી રહ્યાં છે એનો માર્ગ સ્વામીજી વર્ષો પહેલાં બતાવી ગયા છે...જો આપણે સ્વામી દયાનંદની વાત માની હોત તો આજે આ કાશ્મીરનો મામલો સંયુક્ત રાષ્ટ્રસંઘમાં લટકતો ન હોત."*

***– સરદાર વલ્લભભાઈ પટેલ***

## ૭૬મું સૂત્ર

# દયાનંદે ધર્મને સામાજિક હિતનો સાધક બતાવ્યો

ધર્મને લઈને ભારતીય શાસ્ત્રોમાં બહુવિધ ચિંતન અને ઊહાપોહ કરવામાં આવ્યાં છે. સંસ્કૃત ભાષાનો આ 'ધર્મ' શબ્દ અસલમાં ધારણાનો બોધક છે. આપણા માટે જે ધારણ કરવા યોગ્ય છે, અથવા જેને ધારણ કરવાથી આપણું અસ્તિત્વ સુરક્ષિત રહે છે, એનું નામ 'ધર્મ' છે. મહાભારતકારે ધર્મને પ્રજાને ધારણ કરનારા તત્ત્વ તરીકે વર્ણવ્યો છે,[1] જ્યારે વૈશેષિક દર્શનકાર મહર્ષિ કણાદે જેનાથી આપણાં અભ્યુદય (લૌકિક ઉન્નતિ) અને નિઃશ્રેયસ (પારલૌકિક ઉન્નતિ અથવા માનવજીવનના ચરમ લક્ષ્ય મોક્ષ)ની સિદ્ધિ થાય છે, તેને 'ધર્મ'ની સંજ્ઞા આપી છે.[2] મનુએ ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિય-સંયમ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધને દસ લક્ષણાત્મક ધર્મ કહ્યો છે.[3] મહર્ષિ દયાનંદે આ દસ લક્ષણોમાં એક વધારાનું લક્ષણ અહિંસા ઊમેરીને કુલ અગિયાર લક્ષણો ધરાવતા ધર્મને માન્યતા આપી છે.[4] ધર્મની વૈજ્ઞાનિક કે તાર્કિક પરિભાષા આપનારા ચિંતકોએ વસ્તુના સહજ સ્વભાવ અને તેની સામાન્ય પ્રવૃત્તિને ધર્મ કહ્યો છે,[5] તો વળી મીમાંસકોએ યજ્ઞ ઉપર ભાર મૂકતા હોવાને કારણે વેદ પ્રતિપાદિત કર્તવ્ય કર્મોને ધર્મની સંજ્ઞા આપી છે. આમ જોતાં આ 'ધર્મ' શબ્દ તમામ ભારતીય મત-સંપ્રદાયોને સમાનરૂપે માન્ય છે, ભલે પછી તેની વ્યાખ્યાઓ ભિન્ન ભિન્ન પ્રકારે કરવામાં આવતી હોય. આ દૃષ્ટિએ 'ધર્મ' શબ્દ જૈન, બૌદ્ધ, શૈવ, વૈષ્ણવ, શાક્ત, શીખ, સંત-મતાનુયાયી નિર્ગુણ ભક્ત, રામ-કૃષ્ણ વગેરે વિષ્ણુના કથિત ઉપાસક, ભક્તિ મતના આચાર્યો તથા આધુનિક સુધારણાવાદી બ્રહ્મસમાજી, પ્રાર્થનાસમાજી, રામકૃષ્ણ મિશનના વેદાંતવાદીઓ વગેરે તમામ લોકોને સમાનરૂપે સ્વીકાર્ય છે.

મહર્ષિ દયાનંદે પોતાના ગ્રંથોમાં ધર્મ તથા તેની પરિભાષા અને લક્ષણોનો ઉલ્લેખ કર્યો છે. 'સત્યાર્થપ્રકાશ'ના અંતમાં લખવામાં આવેલ 'સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ'માં તેમણે પક્ષપાતરહિત ન્યાયાચરણ, સત્યભાષણાદિયુક્ત, ઈશ્વરાજ્ઞા વેદોથી અ-વિરુદ્ધતા વગેરેને 'ધર્મ' કહ્યો છે. લગભગ આવી જ વાત તેમણે 'આર્યોદ્દેશ્યરત્નમાળા'માં કહી છે. ત્યાં એટલું વિશેષ છે કે તેઓ પક્ષપાતરહિત ન્યાય, સર્વહિત તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સુપરિક્ષિત અને વેદોક્ત બાબતોને 'ધર્મ' કહે છે. 'વ્યવહારભાનુ'માં તેઓ ન્યાયાચરણ અને સૌની ભલાઈને 'ધર્મ'ની સંજ્ઞા આપે છે. જ્યારે ૮ જુલાઈ, ૧૮૭૫ના રોજ પૂનામાં ધર્માધર્મ વિષય પર આપેલા પ્રવચનમાં તેમણે કહ્યું : **"પરમેશ્વરની આજ્ઞા એ ધર્મ અને અવજ્ઞા એ અધર્મ. વિધિ એ ધર્મ અને નિષેધ એ અધર્મ. સત્ય એ ધર્મ અને અસત્ય એ અધર્મ. નિષ્પક્ષપાત એ ધર્મ અને પક્ષપાત એ**

**અધર્મ.''**[૬] આ પ્રકારનાં સૂત્રોની મદદથી તેમણે 'ધર્મ'ની વ્યાખ્યા પ્રસ્તુત કરી છે.

જ્યારે મુંબઈમાં સંસ્કૃતના પ્રોફેસર મોનિયર વિલિયમ્સે દયાનંદને 'ધર્મ'ની વ્યાખ્યા પૂછી, ત્યારે તેમણે કહ્યું : **''જે સત્ય અને ન્યાયથી યુક્ત અને પક્ષપાત-રહિત છે, તે ધર્મ છે.''** આ ધર્મનું જ્ઞાન તેમના અનુસાર ઇન્દ્રિયોથી તો થાય જ છે, પરંતુ એ ઉપરાંત તર્ક અને વેદાજ્ઞાથી પણ થઈ શકે છે.[૭] આ મુજબ કહીને દયાનંદે આચાર્ય મનુ અને મહર્ષિ જૈમિનિનાં ધર્મ વિષયક મંતવ્યોનો સ્વીકાર કરી લીધો. જ્યાં મનુએ તર્કની મદદથી ધર્મનું અનુસંધાન કરવાની વાત કહી, ત્યાં જૈમિનિએ વેદાજ્ઞાને ધર્મ બતાવ્યો. કાળાંતરે ભાગવત પુરાણના રચયિતાએ પણ વેદાનુકૂળને ધર્મ અને વેદવિરુદ્ધને અધર્મ બતાવ્યો – **'વેદ પ્રણિહિતો ધર્મઃ અધર્મસ્તદ્‌વિપર્યયઃ'.**[૮]

સ્વામી દયાનંદ અનુસાર ધર્મમાં સામાજિક અને વૈયક્તિક કર્તવ્યોનો યોગ્ય સમાવેશ હોવો જોઈએ. જેમ વ્યક્તિનો પોતાનો વ્યક્તિગત આચરણીય ધર્મ (પંચ મહાયજ્ઞોનું આચરણ, વર્ણાશ્રમ વ્યવસ્થાનું યથાયોગ્ય પાલન વગેરે) હોય છે, તેમ વિશાળ માનવસમાજનો એક પ્રબુદ્ધ ઘટક હોવાને લીધે તેનો સામાજિક ધર્મ પણ બનતો હોય છે. આથી દયાનંદે વ્યક્તિના સામાજિક ધર્મની પણ ચર્ચા-વિચારણા કરી છે. આવા સમષ્ટિ ધર્મને તેઓ **'સ્વતંત્ર સિદ્ધાંત'** અથવા **'સામ્રાજ્ય સાર્વજનિક ધર્મ'**ની સંજ્ઞા આપે છે. તેમના અનુસાર આ ધર્મને બધા જ લોકો પહેલેથી જ માનતા આવ્યા છે, આજે પણ માને છે અને ભવિષ્યમાં પણ માનવાના છે. એટલા માટે દયાનંદે આ ધર્મને **'શાશ્વત નિત્ય ધર્મ'** કહ્યો છે – એવો ધર્મ કે જેનો વિરોધ કોઈ જ ન કરી શકે.[૯]

હકીકતમાં મહાભારતકાળથી લઈ ઈસુની ઓગણીસમી સદી સુધીમાં ભારતમાં ધર્મના નામે જે આંદોલનો થતાં રહ્યાં તેમાં વ્યક્તિના ઉત્થાન અને સુધારણા પર જ વધારે જોર આપવામાં આવ્યું હતું. જો આ આંદોલનોને આપણે ધર્મનું નામ આપીએ તો એમ કહી શકાય કે, આ ધર્મ-પ્રવર્તકોએ વ્યક્તિની સુધારણા પર જેટલો ભાર મૂક્યો, એના પ્રમાણમાં સામાજિક વ્યવસ્થાને સુધારવા પર અને સમષ્ટિનું વ્યાપક હિત સાધવા પર બહુ જ ઓછો ભાર મૂક્યો. જૈન અને બૌદ્ધ મતો વૈદિક ધર્મમાં પ્રવેશ કરી ગયેલી કેટલીક વિકૃતિઓની પ્રતિક્રિયા સ્વરૂપે ઉત્પન્ન થયા હતા. વૈદિક યજ્ઞ-યાગોમાં આવી ગયેલી કેટલીક સ્થૂળતાઓ અને તેનાં પરિણામ રૂપે પ્રાપ્ત થતાં ભૌતિક સુખોનાં આશ્વાસનોએ જનસાધારણને જ્યારે ઉચિત વ્યક્તિગત કર્તવ્ય-કર્મો પ્રત્યે વિરક્ત કરી દીધા, ત્યારે વૈરાગ્ય-પ્રધાન અને ત્યાગને જ ચરમ લક્ષ્ય માનનારા શ્રમણ ધર્મોનો અભ્યુદય થાય એ સ્વાભાવિક હતું. આ શ્રમણ ધર્મોમાં સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય-પાલન વગેરે સંબંધી જે નૈતિક ઉપદેશ આપવામાં આવ્યો હતો, એ અસલમાં તો પુરાતન વૈદિક ધર્મમાંથી જ લેવામાં આવ્યો હતો. આથી બૌદ્ધ અને જૈન વગેરેની આચાર સંબંધી નૈતિક શિક્ષાઓનું મૂળ આપણને મનુના ઉપદેશો, પાતંજલ દર્શનનો અષ્ટાંગ માર્ગ અને ગીતાની મૂળભૂત નૈતિક શિક્ષાઓમાં અવશ્ય જોવા મળે છે.

બુદ્ધે **'અપ્પદીપો ભવ'** અર્થાત્ પોતે જ પોતાના દીપક બનો અને પોતાના કલ્યાણ-માર્ગનું અનુસંધાન પણ જાતે જ કરો, એવો ઉપદેશ આપી વ્યક્તિની ઉન્નતિ પર ભાર મૂક્યો. તેમણે સમાજ કે રાષ્ટ્રના ઉત્થાનની કોઈ ચિંતા ન કરી. અને તેનું પરિણામ આપણી સમક્ષ ત્યારે આવ્યું, જ્યારે પ્રસારવાદી ઈસ્લામના હુમલાઓ ભારતમાં સ્થાપિત બૌદ્ધ ભિક્ષુઓના મઠો અને વિહારોને જમીનદોસ્ત કરવા લાગ્યા. બૌદ્ધ ભિક્ષુઓની તો ગરદન કાપી જ નાખવામાં આવી, પરંતુ ક્ષાત્રધર્મથી વિરુદ્ધ જઈ ભિખ્ખુ-વૃત્તિ અપનાવનારા રાજકુમારોને પણ પોતાનાં ક્ષાત્રજન-ઉચિત કર્તવ્યોથી વિમુખ થવાનું કડવું ફળ ચાખવું પડયું. સાચે જ કથિત જૈન અને બૌદ્ધ ધર્મમાં વૈયક્તિક ઉત્થાનનાં તત્ત્વોનો સમાવેશ તો કરવામાં આવ્યો હતો, પરંતુ તેમાં સમષ્ટિ હિતના કાર્યક્રમોનો સદંતર અભાવ હતો.

**ભક્તિ આંદોલનની એકાંતિક માનસિકતા અને તેનાં માઠાં પરિણામ :** શત્રુઓના દલન રૂપી ક્ષાત્રધર્મની અવહેલનાનું કડવું ફળ જેમ બૌદ્ધ અને જૈન વગેરેને ભોગવવું પડ્યું, એવી જ દશા વૈષ્ણવ ભક્તિ આંદોલનની પણ થઈ. આ એક વિટંબણા જ હતી કે ભક્તિ મતાનુયાયીઓએ પોતાના આદર્શ તો ક્ષાત્રધર્મના પુરસ્કર્તા એવા રામ અને કૃષ્ણ વગેરે મહાપુરુષો (કે જેમને તેઓ 'અવતાર'ની સંજ્ઞા આપે છે)ને બનાવ્યા હતા કે જેમણે પોતાના જીવનમાં ધર્મનું રક્ષણ અને અધર્મનો નાશ કરવામાં જ પોતાનાં સંપૂર્ણ પુરુષાર્થ અને શક્તિ કામે લગાડ્યાં હતાં, પરંતુ એમના અનુયાયી આ ભક્તજનોએ તો માત્ર હરિનામ સ્મરણ અને ભગવન્નામ સંકીર્તનને જ પોતના જીવનનું પ્રથમ અને અંતિમ લક્ષ્ય બનાવી લીધું હતું. આનું પરિણામ સ્પષ્ટ હતું : ભુજા ઉઠાવી અત્યાચારી રાક્ષસોથી ધરતીનું ત્રાણ કરવાની પ્રતિજ્ઞા[૧૦] કરનારા અદ્વિતીય શૌર્યની પ્રતિમા એવા શ્રીરામના વીરતા અને પૌરુષ યુક્ત ચરિત્રને ભૂલીને માત્ર રામ નામનું સ્મરણ કરવામાં અને ગીતા પ્રેસના આદેશથી નોટબુકોમાં હજારો અને લાખો વાર રામનું નામ લખવામાં જ આ રામભક્તોનો પુરુષાર્થ બાકી રહી ગયો. કૃષ્ણ ભક્તિના રસિક સંપ્રદાયે તો પોતાના આરાધ્ય અને ઉપાસ્યની આથી પણ વધારે દુર્દશા કરી મૂકી. સુદર્શનધારી કૃષ્ણને વિસ્મૃતિના કોઈ ઊંડા ખાડામાં દફનાવી દઈ એમના સ્થાને રાધાના કુચાગ્ર સાથે ક્રીડા કરનારા, ગોપીઓના યૌવન મદનું મર્દન કરનારા અને ગોપ વધૂટિઓનાં દુકૂલો ચોરીને વટવૃક્ષ પર ચઢી જનારા કૃષ્ણનું કીર્તન શરૂ કરવામાં આવ્યું.[૧૧] યાદવ-અગ્રગણ્ય કૃષ્ણે જે રીતે તત્કાલીન ધાર્મિક રાજાઓને એકતાના સૂત્રમાં પરોવી અત્યાચારી જરાસંધ, કંસ અને દુર્યોધન વગેરે આતતાયીઓનો વિનાશ કર્યો હતો, અને યુદ્ધને ક્ષત્રિય માટે સ્વર્ગનું ખુલ્લું દ્વાર ઘોષિત કર્યું હતું, તે નીતિજ્ઞ કૃષ્ણ દ્વારા ઉપદિષ્ટ ગીતાનાં એ વચનોની પણ ઉપેક્ષા કરવામાં આવી કે જેમાં અત્યાચાર, અન્યાય અને પાપના નાશ માટે સામૂહિક કદમ ઉઠાવવાનું કહેવામાં આવ્યું હતું. ગીતગોવિંદમાં વર્ણિત વિષ્ણુને કમલા-કુચ મંડનમાં તત્પર અને સાથે સાથે ભવ

ખંડનમાં સક્ષમ તો બતાવ્યા,[૧૨] પરંતુ આ વૈષ્ણવ ભક્તો એ સત્ય ભૂલી ગયા કે કૃષ્ણની આવી એકાંતિક ભક્તિ એમના સ્વરાજ્ય અને સ્વ-અધિકારોનું રક્ષણ કરવામાં સક્ષમ નથી. કારણ સ્પષ્ટ છે : એ આચાર્યોએ એકાંતિક ધર્મ પર ભાર મૂક્યો હતો, પરંતુ સમષ્ટિ હિત અને સાર્વજનિક હાનિ-લાભથી તેઓ વિમુખ જ રહ્યા હતા.

નવજાગૃતિ કાળમાં રામકૃષ્ણ પરમહંસે જે વેદાંતનું મજેદાર શૈલીમાં નિરૂપણ કર્યું તેમાં પણ સામાજિક ઉત્તરદાયિત્વ, સામાજિક હિત કે ઉદ્‌બોધનનો લેશ માત્ર પણ સમાવેશ નહોતો. એ સારું થયું કે તેમના પ્રબુદ્ધ શિષ્ય સ્વામી વિવેકાનંદ યુગની માંગ સમજી શક્યા અને તેમણે ભારતીય સમાજને સચેત કરી સમષ્ટિગત કર્તવ્યો પ્રત્યે જાગ્રત કર્યો અને સમાજને સંગઠિત અને બળવાન બનવાની પ્રેરણા આપી.

**સ્વામી દયાનંદનો સમષ્ટિ ધર્મ :** દયાનંદનું ધર્મ-ચિંતન સર્વગ્રાહી અને સર્વાંગી હતું. તેમણે જ્યાં મનુષ્યની વૈયક્તિક ઉન્નતિની વાત કહી, ત્યાં સમષ્ટિના હિત માટે કામ કરવાનું પણ કહ્યું. હકીકતમાં તેમણે ઋગ્વેદના સંજ્ઞાન સૂક્ત (૧૦.૧૯૧.૧-૪)માં વર્ણિત એ શિક્ષાને પોતાનો આદર્શ બનાવ્યો હતો, જેમાં સૌને સાથે મળીને ચાલવાનું (પ્રગતિના માર્ગે આગળ ધપવાનું), સમાન વાણી ઉચ્ચારવાનું (વાણી અને અભિવ્યક્તિમાં ઐક્ય કેળવવાનું) તથા પોતાનાં મનને સમાન ભાવ ઊર્મિઓમાં પ્રવાહિત કરવાનું કહેવામાં આવ્યું છે. આ મંત્રોનું કથન છે કે (પ્રવાહથી અનાદિ આ સંસારમાં) પૂર્વ કાળમાં દેવજનોએ અર્થાત્ વિદ્વાનોએ પોતાના સામૂહિક પ્રયત્નોથી જે સફળતા પ્રાપ્ત કરી હતી, તે સમષ્ટિ હિતના આચરણથી આજે પણ સંભવ છે. માનવજાતિનો સમષ્ટિગત ધર્મ એક જ છે. એટલા માટે તેણે પોતાના વિચારો, સંકલ્પો અને પ્રેરણાઓમાં એકતા સાધવી જોઈએ. એટલે સુધી કે આપસના વિચારવિમર્શ માટેની તેની સભા-સમિતિઓમાં પણ એકતા અને સહમતિના, સંવાદના સ્વરો ગુંજવા જોઈએ; વિસંવાદી સ્વરોને ક્યારેય પ્રોત્સાહન ન મળવું જોઈએ. આવી સામાજિક એકતા માત્ર દેખાડા પૂરતી જ ન બની રહેવી જોઈએ, બલ્કે એ સાચકલી, હાર્દિક અને હૃદયના ઊંડાણમાંથી ઉદ્‌ભવેલી હોવી જોઈએ.

સ્વામી દયાનંદે આ જ સમષ્ટિગત ધર્મને વ્યાવહારિક રૂપ આપવા અને સ્વદેશ હિતના કાર્યક્રમોમાં દેશવાસીઓને શામિલ કરવા દેશના આર્થિક ઉત્થાન માટે આવશ્યક એવી ગૌરક્ષા પર ભાર મૂક્યો. સમસ્ત ભારતને એકતાના સૂત્રમાં પરોવવા માટે તેમણે રાષ્ટ્રની સંપર્ક ભાષાના રૂપમાં આર્યભાષા હિંદીને અપનાવવા માટે દેશવાસીઓને પ્રોત્સાહિત કર્યા. પોતાના એક પત્રમાં તેમણે આ બે કાર્યક્રમોની સફળતાને દેશના ઉત્થાનનો મૂળ મંત્ર બતાવ્યો.

સર્વસંગ પરિત્યાગી પરમહંસ દયાનંદ પોતાના આરાધ્ય પરમાત્માના પૂજન-અર્ચનમાં પણ સમષ્ટિ ભાવનાને એક ક્ષણ માટે પણ ભૂલ્યા નથી. 'આર્યાભિવિનય'

નામના સ્તુતિ-પ્રાર્થનાપરક અને ભક્તિભાવમય ગ્રંથમાં જ્યારે તેઓ પોતાના પરમ આરાધ્ય પરમાત્મા દેવને વિનય સમર્પિત કરે છે, ત્યારે પણ તેઓ તેને આર્યો અર્થાત્ શ્રેષ્ઠ લોકો માટે ચક્રવર્તી રાજ્ય પ્રદાન કરવાની યાચના કરે છે. ઋગ્વેદ (૧.૭.૧૪.૪)ના **'વયં જયેમ...'** મંત્રની વ્યાખ્યામાં તેઓ પરમેશ્વરને નિવેદન કરે છે કે, તે પોતાના ભક્તોને ચક્રવર્તી રાજ્ય અને સામ્રાજ્યરૂપી ધન પ્રાપ્ત કરાવે. ઋગ્વેદ (૨.૮.૧૨.૩)ની **'બૃહદ્વદેમ વિદથે સુવીરાઃ...'** સૂક્તિની વ્યાખ્યામાં દયાનંદ લખે છે : **'આપણે પરમાત્માનું મહાન અખંડ સામ્રાજ્ય ભોગવીએ.'** એ ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે દયાનંદ નિજ માટે – વ્યક્તિગત સ્વાર્થ માટે કશુંય નથી માંગતા. તેમની યાચનાનો વિષય છે : **'સમસ્ત ભૂમંડળમાં અમારું આર્યોનું અખંડ ચક્રવર્તી રાજ્ય હોય, અને અમે ભારતવાસીઓ ક્યારેય પરાધીન ન બનીએ.'** હકીકતમાં આ જ વ્યાપક હિતને લક્ષ્યમાં રાખીને તેમણે આર્યસમાજના છઠ્ઠા નિયમમાં સંસારનો ઉપકાર કરવાને આ સમાજનું મુખ્ય લક્ષ્ય ઘોષિત કર્યું હતું. વૈયક્તિક સંધ્યોપાસના વગેરે પંચમહાયજ્ઞોને વ્યક્તિપરક ધર્મ બતાવવાની સાથે સાથે તેમણે આર્યસમાજોનાં સાપ્તાહિક અધિવેશનોમાં સંમિલિત થવામાં અને આર્યસમાજના નેતૃત્વમાં લોકોપકારના વિવિધ કાર્યક્રમોને સંચાલિત કરવામાં આર્યોની ભાગીદારી સુનિશ્ચિત કરી હતી. એ ભિન્ન વાત છે કે દયાનંદના અનુયાયીઓ પોતાના આચાર્ય દ્વારા ઉપદિષ્ટ સામાજિક ધર્મનો નિર્વાહ કેટલી હદ સુધી કરી શક્યા છે.

**પાદટિપ્પણ**

૧. ધારણાદ્ધર્મમિત્યાહુ ધર્મો ધારયતે પ્રજાઃ । (મહાભારત)

૨. યતોડભ્યુદય નિઃશ્રેયસ્ સિદ્ધિઃ સ ધર્મઃ । (વૈશેષિક દર્શન : ૧.૧.૨)

૩. ધૃતિઃ ક્ષમા દમોડસ્તેયં શૌચમિન્દ્રિયનિગ્રહઃ । ધીર્વિદ્યા સત્યમક્રોધો દશકં ધર્મલક્ષણમ્ ॥ (મનુસ્મૃતિ : ૬.૯૨)

૪. ઉપદેશ-મંજરી : ૮ જુલાઈ ૧૮૭૫ના રોજ પૂનામાં આપેલ વ્યાખ્યાન.

૫. 'વસ્તુ સ્વભાવો ધર્મઃ'

૬. ઉપદેશ-મંજરીનું ત્રીજું ધર્માધર્મ શીર્ષક વ્યાખ્યાન.

૭. પ્રો. મોનિયર વિલિયમ્સનો 'બ્રાહ્મનિઝમ એન્ડ હિંદુઈઝમ' નામનો ગ્રંથ : સંસ્કરણ ૧૮૯૧, પાન ૫૨૯-૫૩૦.

૮. શ્રીમદ્ભાગવત (૬.૧.૪૦) ગીતાપ્રેસ ગોરખપુરનું સંસ્કરણ.

૯. સત્યાર્થપ્રકાશ – સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ.

૧૦. 'નિશિચર રહિત કરૌં મહિ ભુજ ઉઠાય પ્રન કીન ।'

૧૧. નૂતન જલધર રુચયે ગોપવધૂટીદુકૂલ ચૌરાય । તસ્મૈ કૃષ્ણાય નમઃ સંસાર મહીરુહસ્ય બીજાય ॥ (ન્યાયશાસ્ત્રના એક નવીન ગ્રંથ 'કારિકાવલી'ના મંગલાચરણનો શ્લોક)

૧૨. 'શ્રિત કમલાકુચમણ્ડનં ભવખંડન હે' વગેરે ગીત ગોવિંદનાં વાક્ય.

## સાતમું સૂત્ર

# દયાનંદ માટે સર્વધર્મ સમભાવ અને સર્વધર્મ સમન્વય જેવા ચાલુ મહાવરા અર્થહીન હતા

આજના સાર્વજનિક જીવનમાં 'સર્વધર્મ સમભાવ' – સર્વ ધર્મો પ્રત્યે સમાન આદરભાવ જેવા મહાવરાઓનું પ્રચલન ખૂબ જ વધી ગયું છે. સાચું પૂછીએ તો આવા શબ્દસમૂહો ઊંડો વિચાર કર્યા વિના જ વપરાતા હોય છે. 'ધર્મ' જેવા વ્યાપક અર્થવત્તા ધરાવતા શબ્દને આપણે મત-પંથ-સંપ્રદાય અને મજહબ વગેરેનો પર્યાય બનાવી દીધો છે. નહિ તો હકીકતમાં સંપૂર્ણ માનવ જાતિનો એક જ ધર્મ છે, અને એ છે – માનવતા. જેમ પશુનો સ્વભાવ તેમાં જોવા મળતી પશુતા છે, તેમ મનુષ્યનો સહજ સ્વાભાવિક ધર્મ તેમાં રહેલા એવા ગુણ છે, જે તેને માનવતાના પરિઘમાં લાવી મૂકે છે. આ ગૂંચનો ઉકેલ વર્ષો પૂર્વે મહર્ષિ દયાનંદે શોધી કાઢ્યો હતો અને તેમણે સ્પષ્ટ કર્યું હતું કે હિંદુ, મુસલમાન, શીખ, ઈસાઈ, પારસી વગેરેને ધર્મનું નામ આપવું એ બુદ્ધિમત્તાપૂર્ણ નથી. 'સત્યાર્થપ્રકાશ'ના અગિયારમા સમુલ્લાસમાં એક જિજ્ઞાસુનું દૃષ્ટાંત આપીને તેમણે સ્પષ્ટ કર્યું છે કે ધર્મનાં જે મૂળભૂત તત્ત્વો છે, એ તમામ મતાનુયાયીઓને માન્ય હોવાથી તેને જ માનવ માત્રનો સમાન કે સામાન્ય ધર્મ કહી શકાય છે. આ રીતે તેમણે સત્યભાષણ, વિદ્યાપ્રાપ્તિ, બ્રહ્મચર્ય-પાલન, સત્સંગ, પુરુષાર્થ અને સત્ય વ્યવહારને માનવ માત્રનો સમાન ધર્મ બતાવ્યો; જ્યારે અન્ય બાબતોને કે જેમાં પરસ્પર ભિન્નતા જોવા મળે છે, તેને મનુષ્યનો શાશ્વત કે સહજ ધર્મ નથી કહ્યો.

જ્યારે માનવ માત્રનો ધર્મ એક જ છે અને મનુપ્રોક્ત ધર્મનાં દસ લક્ષણોનો સ્વીકાર કરવામાં કોઈ પણ મતાવલંબીને કોઈ આપત્તિ નથી, કારણ કે મનુપ્રોક્ત આ દસ લક્ષણયુક્ત ધર્મ મનુષ્યની અંદર નૈતિકતા, આચારગત પવિત્રતા તેમ જ દયા, કરુણા, મૈત્રી, વિશ્વબંધુત્વ વગેરે દૈવી ભાવોને જગાડવાની શક્તિ પણ ધરાવે છે; ત્યારે પ્રશ્ન થાય છે કે તો પછી મનુષ્યોએ સ્વયંને મત-પંથ-મજહબના ફિરકાઓમાં વિભાજિત કરીને બિનજરૂરી વાડાબંધી શા માટે ઊભી કરી ? આનો સહજ ઉત્તર એ છે કે નૈતિકતા અને સદાચારનાં મૂલ્યોને સર્વસંમત ધર્મ માનવા છતાંય વિભિન્ન દેશોમાં પરમ તત્ત્વ પરમાત્માની પૂજા-ઉપાસનાના ભિન્ન ભિન્ન પ્રકારો શોધવામાં આવ્યા. એ જ રીતે આચારવિચાર, શૌચ-અશૌચ તથા વ્યક્તિગત તેમ જ સામાજિક કર્મકાંડમાં પણ પૃથક્તા આવતી ગઈ. આના જ લીધે ભારતમાં વૈદિક ધર્મના હ્રાસ થયો અને જૈન, બૌદ્ધ, ચાર્વાક વગેરે લોકાયત મતો પેદા થયા અને એમના પછી શૈવ, વૈષ્ણવ, શાક્ત, વામમાર્ગ, નિર્ગુણ-સગુણ ભક્તિ સંપ્રદાયો વગેરે મત-પંથો ઉત્પન્ન થતા જ

રહ્યા. બીજી તરફ ઈરાનમાં જરથુષ્ટ્રે પારસી મતનું પ્રવર્તન કર્યું, જેથી એશિયાની સૈમિટિક જાતિઓમાં પયગંબરોના ઉપદેશો પર આધારિત 'સામી' મજહબોનો પ્રાદુર્ભાવ થયો. યહૂદી, ઈસાઈ અને ઇસ્લામ એક જ સ્રોતમાંથી નીકળેલા મજહબ છે. એમણે માન્ય કરેલા પયગંબરો અને ગ્રંથો (તૌરેત, બાઇબલ અને કુરાન)માં વ્યક્ત થયેલા વિચારોમાં પ્રાયઃ સમાનતા લક્ષિત થાય છે, પરંતુ સાથે સાથે એમનામાં દેશ, કાળ અને પરિસ્થિતિ જન્ય અંતર પણ જોવા મળે છે. હકીકતમાં પૃથ્વી પર નિવાસ કરતો માનવ-સમુદાય જેટલો વિવિધ્યપૂર્ણ છે, એટલું જ વૈવિધ્ય તેના દ્વારા માન્ય મત-પંથ-મજહબો પણ ધરાવે છે.

ત્યારે પ્રશ્ન થાય કે ધાર્મિક આસ્થાઓ, દાર્શનિક માન્યતાઓ, આચારગત ભિન્નતાઓ અને કર્મકાંડની બહુવિધ જટિલતાઓની વચ્ચે આ વૈવિધ્યપૂર્ણ માનવજાતિનું એકબીજા સાથે અવિરોધ ભાવે રહી શકવું સંભવ છે ? દયાનંદ આ પ્રશ્નનો હકારાત્મક ઉત્તર આપે છે. એ માટે આપણે આપણા મત-વિશ્વાસોને લઈને વિચાર-પરિવર્તન કરીએ, પરસ્પર વિચારવિમર્શ, શાસ્ત્રાર્થ અને શાસ્ત્રાલાપ પણ કરીએ, અને પછી જ કોઈ સર્વમાન્ય નિર્ણય પર આવીએ. વિચાર વિભિન્નતાને કારણે ક્યારેક સહમતિ ન પણ સાધી શકાય, તોપણ આપણે આપણા વ્યક્તિગત સંબંધોમાં કોઈ પણ જાતની કટુતા કે શત્રુતાના ભાવ ન આવવા દેવા જોઈએ. દયાનંદે પોતાના જીવનમાં મૌલવીઓ, પાદરીઓ અને પંડા-પૂજારીઓ વગેરે સાથે અનેક શાસ્ત્રાર્થો કર્યા હતા, પરંતુ એમાં ક્યાંય કટુતા નહોતી આવી. બરેલીના પાદરી ડૉ. ટી. જે. સ્કૉટ એમના ભક્ત બની રહ્યા. લાહોરના ડૉ. રહીમ ખાને દયાનંદનું આતિથ્ય કર્યું. મુસ્લિમ જાગરણના અગ્રદૂત સર સૈયદ અહમહખાન હંમેશાં એમનો આદર કરતા અને બંને પરસ્પર વિચારવિમર્શ કરતા રહ્યા. થિયૉસૉફિસ્ટોએ દયાનંદને પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા.[૧] આવા તો અનેક પ્રસંગો છે, જે એ વાતની સાક્ષી આપે છે કે કોઈ પણ માણસ મત-મજહબ સંબંધી સ્વયંની આસ્થાઓને જાળવી રાખીને પણ અન્ય મતાવલંબી વ્યક્તિના પ્રેમ અને સન્માનનો પાત્ર બની શકે છે.

**આજનો રાજનૈતિક મહાવરો : 'રામાય સ્વસ્તિ – રાવણાય સ્વસ્તિ' :** આ વિવેચનના આરંભમાં જણાવ્યું હતું કે જ્યારે મનુષ્ય માત્રનો ધર્મ એક છે, તો પછી સર્વધર્મ સમભાવ કે સર્વધર્મ સમન્વય જેવા પાખંડપૂર્ણ અને અર્થહીન મહાવરા રચવાનો કોઈ લાભ નથી. સર્વધર્મ સમભાવનો નારો લગાવનારા એ પાખંડી લોકો વેદ, ગીતા, કુરાન, બાઇબલ અને ગુરુગ્રંથને એક જ શ્રેણીમાં મૂકે છે, અને એ ગ્રંથોને સમાન તત્ત્વોનું વર્ણન કરનારા બતાવે છે. પરંતુ હકીકત તો એ છે કે મોટી મોટી વાતો હાંકનારા એ નાસમજ લોકોએ ન તો વેદ અને ગીતા વાંચ્યાં હોય છે, અને ન તો બાઇબલ કે કુરાનમાં વર્ણિત વિષયોનું એમને જ્ઞાન હોય છે.[૨] જો કોઈ તટસ્થ દૃષ્ટિ રાખીને વિભિન્ન મત-પંથોના માન્ય ગ્રંથોનું (જેમને ચાહો તો તમે 'ધર્મગ્રંથ' કહી શકો)

જિજ્ઞાસા ભાવથી અધ્યયન કરે તો તે એમાં વર્ણિત વિષયોની વિશિષ્ટતાઓને સમજી શકશે. અને ત્યારે તેને ખબર પડશે કે વેદ માનવજાતિના આદિમ ધર્મગ્રંથો છે, જેમાં ધર્મ, દર્શન, આચાર અને કર્તવ્ય-અકર્તવ્યની શિક્ષાઓ વર્ણિત છે. ગીતામાં ધાર્મિક અને દાર્શનિક વિચારો ઉપરાંત નીતિ, સદાચાર, ભક્તિ વગેરેનું વિવેચન છે. બાઈબલ ઈસુના શિષ્યો દ્વારા સંકલિત ગ્રંથ છે, જેમાં તેમના જીવન, ઉપદેશો અને ક્રિયાકલાપોનું વર્ણન છે. કુરાનમાં મહમદ પયગંબરે પોતાના સમયમાં આપેલા આદેશો અને ઉપદેશોના સંકલન ઉપરાંત મુસલમાનોના વ્યક્તિગત, પારિવારિક અને સામાજિક જીવન માટે ફરમાવવામાં આવેલા નિયમો અને હુકમનામાંનો સંગ્રહ છે. ગુરુગ્રંથમાં ગુરુ નાનક તેમ જ અન્ય સંતોનાં વચનો તથા ઉપદેશોનો સંગ્રહ છે.

આમ દરેક ગ્રંથને પોતાનું વૈશિષ્ટ્ય છે. અધિકાંશ મત-પંથોના માન્ય ગ્રંથો દેશ-કાલ સાપેક્ષ છે, જ્યારે વેદ તથા ઉપનિષદોમાં વર્ણિત દાર્શનિક સત્યો સાર્વકાલિક તથા સૌને સ્વીકાર્ય છે. આથી 'ટકે શેર ભાજી અને ટકે શેર ખાજા'નું અનુકરણ કરી બધાં જ મત-પુસ્તકોને એક જ શ્રેણીમાં મૂકવાં એ ન્યાયસંગત નથી. જે લોકો 'સર્વધર્મ (મત) સમભાવ'ની વાત કરે છે, તેઓ પણ પાખંડ અને છેતરામણીની વાત કરે છે. મત-પંથોના આચારવિચારો અને ક્રિયાકલાપો પરસ્પર વિરુદ્ધ અને એકબીજાની આસ્થાઓને આઘાત પહોંચાડનારા હોય છે. આથી એ તમામ પ્રત્યે સમાનરૂપે આદર-સન્માનનો ભાવ રાખવો એ આત્મવંચના છે, જાત-છેતરામણી જેવું છે. જે જૈન મતમાં એક મચ્છરને મારવામાં પણ પાપ સમજવામાં આવે છે, તે જૈની બકરી ઈદના દિવસે હજારો નિર્દોષ જાનવરોને મારનારા મુસલમાન માટે શું કહેશે ? શું એક જૈન મુનિ આ રક્તતાંડવને સહજ ભાવે જોઈ શકશે ? મદ્ય, માંસ, મૈથુન વગેરેને મોક્ષનાં સાધન માનનારા વામમાર્ગી કાપાલિકની સંગતિ પેલા વૈષ્ણવ ભક્ત સાથે શી રીતે બેસશે, જે અહિંસા, દયા અને સદાચારનો ઉપાસક છે ? દેખાડો કરવા માટે તો આજના ધૂર્ત રાજનેતાઓ ઈદની નમાજમાં મુસલમાનો સાથે શરીક થવાનો આડંબર કરે છે, પરંતુ શું એક સાચો મુસલમાન ક્યારેય બુતખાના (મંદિર)માં જઈને મૂર્તિને સિજદા (નમન) કરશે ? કદાચ નહિ. કારણ સ્પષ્ટ છે. એક સાચો મુસલમાન અલ્લાહને 'લાશરીક' (અદ્વિતીય) માને છે. તેની દૃષ્ટિએ એ અલ્લાહ જેવું અને એની જેમ વંદનીય બીજું કોઈ જ ન હોઈ શકે. માટે 'ગંગા ગયે ગંગાદાસ, જમના ગયે જમનાદાસ'ની કહેવતને ચરિતાર્થ કરનારા તથા સર્વધર્મ સમભાવની દુહાઈ દેનારા લોકો નિશ્ચિતરૂપે પાખંડી છે. મતમતાંતરો અને મજહબોની દૃઢ આસ્થાઓ તથા આગ્રહો એટલા બધા દમ ઘૂંટાવનારા છે કે સ્વતંત્ર ચિંતન ધરાવતો માણસ ત્યાં ઉન્મુક્ત ભાવે શ્વાસ પણ નથી લઈ શકતો. ગાંધીજીએ ભલે ઈસ્લામનો ગમે એટલો સ્તુતિ-પાઠ કર્યો હોય, એના મહિમાનાં ગમે એટલાં ગીત ગાયાં હોય, પરંતુ મૌલાના મોહમ્મદ અલી જેવા મતાંધ વ્યક્તિની દૃષ્ટિએ એક પાપી અને દુરાચારી મુસલમાન ગાંધીજી કરતાં શ્રેષ્ઠ છે — ફક્ત એટલા જ માટે કે પેલો મુસલમાન ખુદા અને તેના રસૂલ પર ઈમાન રાખે છે.

આથી જ દયાનંદે લોકોને યથાર્થવાદી દૃષ્ટિએ જોવા કહ્યું. ઈસ્લામને પોતાની મર્યાદાઓ છે. ભલે મૌલાના આઝાદ અને તેમની કોટિના કેટલાક અન્ય ઉદારવાદી મુસલમાનો કુરાનનાં વાક્યોની મનગમતી વ્યાખ્યાઓ રજૂ કરી કુરાનમાંથી વિશ્વબંધુત્વ અને વિશ્વમૈત્રીના નુસખાઓ શોધી બતાવતા હોય, પરંતુ એમની આવી વ્યાખ્યાઓ ઈસ્લામના પેલા વ્યાખ્યાકારો ક્યારેય માન્ય નહિ રાખે કે જેઓ એમ જ સમજે છે કે 'કુરાનમાં આપવામાં આવેલ ભ્રાતૃભાવનો ઉપદેશ ફક્ત મોમિનો (ઈસ્લામમાં વિશ્વાસ ધરાવનારાઓ) માટે જ છે, અને જે લોકો ઈસ્લામને નથી માનતા તેવા કાફરો માટે તો દોજખ (નરક)ની આગ જ છે કે જેમાં તેમને બળવાનું છે'. આ હકીકત કોઈ ખુલ્લંખુલ્લા (Bluntly) કહે છે, તો કોઈ તેને છુપાવીને બીજી રીતે કહે છે. અમારો અભિપ્રાય કોઈ મત કે સમુદાય વિશેષ પર ટિપ્પણી કરવાનો નથી. અમે તો માત્ર મહર્ષિ દયાનંદનું એ સત્ય વચન ઉચ્ચ સ્વરે ઉદ્‌ઘોષિત કરવા માંગીએ છીએ કે, ધર્મ અલગ છે, જ્યારે મત-પંથ-સંપ્રદાય-મજહબ (Sect) અલગ છે. એ બધા મત-પંથ-સંપ્રદાય વગેરેને પોતપોતાની મર્યાદાઓ છે. કોઈ વ્યક્તિ પોતાના વિશ્વાસ અને આસ્થા અનુસાર ભલે ગમે તે માને, પરંતુ કમ સે કમ તે 'અમારી દૃષ્ટિએ બધા જ મત-પંથ-સંપ્રદાયો એક સમાન છે, અને બધા જ ધર્મગ્રંથો અમને સમાનરૂપે માન્ય છે' – એ ઢોંગ-પાખંડથી સ્વયંને જરૂર મુક્ત કરી લે. મત-પંથોના ધર્મગ્રંથોમાં કેટલું સત્ય-અસત્ય અને કેટલું ઔચિત્ય-અનૌચિત્ય છે, એ તો નીરક્ષીર વિવેક કરવામાં સક્ષમ હોય એવી જ વ્યક્તિ બતાવી શકે છે. આ દૃષ્ટિએ આપણે દયાનંદના એ કથનમાં પ્રગટ થતી એ તીખી અને કડવી સચ્ચાઈથી રૂબરૂ થવું જ પડશે કે, સર્વમત સમભાવ કેળવવાની અને સૌનો સમન્વય કરવાની વાતો માત્ર શબ્દાડંબર છે. રામ અને રાવણ બંનેને એકી સાથે આશીર્વાદ ન આપી શકાય.

### પાદટિપ્પણ

૧. સ્વામી દયાનંદના અન્ય મતાવલંબીઓ સાથેના વ્યક્તિગત સ્નેહ-સંબંધોની વિસ્તૃત જાણકારી માટે આ જ પંક્તિઓના લેખક દ્વારા રચિત હિંદી પુસ્તક 'ઋષિ દયાનંદ કે ભક્ત, પ્રશંસક ઔર સત્સંગી' દ્રષ્ટવ્ય છે.

૨. વેદોમાં જ્ઞાન, કર્મ, ઉપાસના અને વિજ્ઞાનની વિવેચના છે, તો ગીતામાં જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગનું સંવાદની શૈલીમાં વિશ્લેષણ કરવામાં આવ્યું છે. બાઈબલ અને કુરાન વગેરે સૈમેટિક મજહબી ગ્રંથોની લેખન શૈલી બિલકુલ ભિન્ન પ્રકારની છે. આ ગ્રંથોમાં દાર્શનિક વિવેચન તો નામ માત્રનું જ છે, પરંતુ મધ્ય એશિયા અને આરબ દેશોની સામાજિક સ્થિતિઓના સંદર્ભમાં તત્કાલીન જાતિઓના કૌટુંબિક તથા કબીલાઈ જીવનના નિયમો બતાવવામાં આવ્યા છે. આ સૈમેટિક મતોના ગ્રંથોમાં પયગંબરવાદનો આરંભ અને વિકાસ જોવા મળે છે. ખુદા (પરમાત્મા) દ્વારા મોકલવામાં આવેલા આદમ, મૂસા, ઈસુ તથા મહંમદ વગેરે દૂતોનાં જીવન અને ક્રિયાકલાપોનું આ ગ્રંથોમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

## આઠમું સૂત્ર

# ધર્મ અને વિજ્ઞાન અ-વિરોધી છે

મહર્ષિ દયાનંદની ધ્રુવ ધારણા હતી કે, પ્રાચીન ભારતમાં વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં તત્કાલીન આર્યોએ યથેષ્ટ ઉન્નતિ કરી હતી અને ભૌતિક તથા સામાજિક જ્ઞાન-વિજ્ઞાનનાં વિવિધ ક્ષેત્રોમાં એમનું જ્ઞાન તેમ જ સિદ્ધિઓ પ્રશંસનીય હતાં. 'સત્યાર્થપ્રકાશ'ના અગિયારમા સમુલ્લાસમાં તેમણે યુદ્ધના સમયે ઉપયોગમાં લેવામાં આવતાં આગ્નેય વગેરે અસ્ત્ર-શસ્ત્રોની ચર્ચા કરી છે અને એ યુગની યુદ્ધવિદ્યાની એક ઝલક પ્રસ્તુત કરી છે. તેમણે કાશી અને અન્યત્ર જયપુરના મહારાજા જયસિંહ દ્વારા બનાવવામાં આવેલાં જ્યોતિષ (ખગોળ)નાં યંત્રોની પણ ચર્ચા કરી છે, અને પુરાતન ખગોળ વિદ્યામાં આર્યોના વિસ્તૃત જ્ઞાનનો ઉલ્લેખ કર્યો છે. પ્રાચીન ભારતમાં વિજ્ઞાન કેટલું ઉન્નત હતું, અને વિભિન્ન વિષયોની મીમાંસા કરનારું સંસ્કૃત ભાષામાં પ્રાપ્ત થતું સાહિત્ય કેટલું સમૃદ્ધ હતું એ એક અલગ વિષય છે, જેના પર વિસ્તારથી ચર્ચા થઈ શકે છે. મહારાજા રામચંદ્ર દ્વારા પ્રયુક્ત પુષ્પક વિમાનને કેટલાક લોકો ભલે કથા-કહાની જ સમજતા હોય, પરંતુ ભારદ્વાજ ઋષિ કૃત 'બૃહદ્ વિમાનશાસ્ત્ર'નું અવલોકન કરવાથી એ ધારણાને બળ મળે છે કે, અતિ પ્રાચીન કાળના ભારતમાં આકાશ માર્ગે કરવામાં આવતું ગમનાગમન કોઈ અપરિચિત બાબત ન હતી. પ્રાચીન કાળનાં ભારતીય જ્ઞાન-વિજ્ઞાનની વિસ્તૃત જાણકારી માટે હરવિલાસ શારદાનો 'હિંદુ સુપીરિયોરિટી' નામનો પ્રસિદ્ધ અંગ્રેજી ગ્રંથ આજે પણ પ્રાસંગિક છે.[૧] એ ગ્રંથમાં તેમણે કોઈ પણ જાતની અતિશયોક્તિ વગર ભારતના પુરાતન જ્ઞાન-વિજ્ઞાનની વિશદ રૂપરેખા પ્રસ્તુત કરી છે.

અહીં એક વાતની ખાસ નોંધ કરવી રહી : ભારતીય ઈતિહાસ, આર્યધર્મ અને અહીંની પરંપરામાં વિજ્ઞાનિક સત્યોનું હંમેશાં સ્વાગત કરવામાં આવ્યું છે. વિભિન્ન વિષયોના જ્ઞાતાઓ, લેખકો, સંશોધકો અને ચિંતકોને અહીં હંમેશાં પ્રોત્સાહિત કરવામાં આવ્યા છે. જ્યારે અન્ય દેશોમાં ઉત્પન્ન અને પ્રચારિત થયેલા મત-મજહબોએ તો વૈજ્ઞાનિક સત્યોનો તિરસ્કાર કર્યો છે. એમણે વિજ્ઞાનીઓ અને પદાર્થ વિદ્યામાં નવીન શોધખોળ કરનારાઓને ફક્ત એટલા માટે દંડિત કર્યા કે એમના મત-મજહબના ગ્રંથોમાં જીવન અને જગત વિશે જે વાતો કહેવામાં આવી હતી, એ વાતો માત્ર અંધવિશ્વાસ, મૂઢ ધારણાઓ પર આધારિત બહુધા કલ્પના-આશ્રિત હોવાથી વિજ્ઞાન સાથે તેનો મેળ બેસતો નહોતો. અહીં બાઈબલ, કુરાન અને સૌમિટિક મજહબોના અન્ય ગ્રંથોમાં વર્ણિત એવી અંધવિશ્વાસયુક્ત બાબતોની ચર્ચા પણ અનપેક્ષિત છે;[૨] કારણ કે વિજ્ઞાને જે તથ્યો સુનિર્ધારિત કર્યાં છે એની સાથે એ ગ્રંથોમાં

વર્ણિત અંધવિશ્વાસપૂર્ણ બાબતોનો કોઈ પણ રીતે મેળ બેસવો સંભવ નથી. પોપ જેવા ધર્માધિકારીએ વૈજ્ઞાનિક સત્યોને સપ્રમાણ પ્રસ્તુત કરી બાઈબલમાં વર્ણિત ભૂગોળ, ખગોળ અને જ્યોતિષ વિષયક મૂર્ખતાપૂર્ણ ઉલ્લેખોને હાસ્યાપદ બતાવનારા મધ્યકાલીન વિજ્ઞાનીઓનું ઉત્પીડન કર્યું. બ્રૂનો, કોપરનિકસ અને ગેલીલિયો જેવા જ્યોતિર્વિદો, ખગોળશાસ્ત્રીઓ અને વિજ્ઞાનીઓને પાદરીઓની ધર્માંધતાનો શિકાર બની કેવા કેવા અત્યાચારો સહન કરવા પડ્યા તેની વ્યથા-કથા આધુનિક વિજ્ઞાનના ઈતિહાસમાં યથાપ્રસંગ વિસ્તારથી કહેવામાં આવી છે. મતાંધ લોકોએ વિજ્ઞાનીઓને હંમેશાં ત્રાસ આપ્યો છે.

સ્વામી દયાનંદના ચિંતનની મૌલિક વિશેષતા એ હતી કે, બીજા ધર્માચાર્યો અને સંપ્રદાય-પ્રવર્તકોની જેમ તેમણે વિજ્ઞાનની ઉપેક્ષા નથી કરી. તેમની દૃષ્ટિએ ધર્મ અને વિજ્ઞાન એકબીજાનાં પૂરક છે. વિજ્ઞાન દ્વારા આપણે આપણી ચોતરફ ઉપસ્થિત જીવન અને જગતના તમામ પક્ષોનું વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ, જ્યારે ધર્મ દ્વારા આપણે આપણા આત્માને શ્રેય માર્ગે ચલાવવાની પ્રેરણા ગ્રહણ કરીએ છીએ. આજે આપણે જેને ‘વિજ્ઞાન’ (Science) કહીએ છીએ તેના માટે દયાનંદ **‘પદાર્થ-વિદ્યા’** શબ્દનો પ્રયોગ કરતા હતા. એ પણ ધ્યાનમાં રાખવું રહ્યું કે દયાનંદના યુગમાં વૈજ્ઞાનિક અધ્યયન હજુ તેની પ્રાથમિક અવસ્થામાં જ હતું. યુરોપ અને અન્ય પશ્ચિમી દેશોમાં ભૌતિક, રસાયણ, ગણિત, જીવવિજ્ઞાન, ભૂગોળ, ખગોળ વગેરે વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં સૈદ્ધાંતિક અને પ્રાયોગિક સ્તરે સારું એવું કાર્ય થઈ રહ્યું હતું. રેલવે, તાર, વિદ્યુત, સિવિલ એન્જિનિયરીંગ વગેરે ક્ષેત્રોમાં ખૂબ જ કાર્ય થઈ રહ્યું હતું. વિજ્ઞાનના આ આવિષ્કારો અને સિદ્ધિઓએ માનવજીવનમાં સુખ-સુવિધાના નવા આયામો ઉપસ્થિત કર્યા. કાપડ ઉદ્યોગમાં કરવામાં આવતા યંત્રોના ઉપયોગે યુરોપમાં અભૂતપૂર્વ ક્રાંતિને જન્મ આપ્યો, જેને ઈતિહાસમાં ‘ઔદ્યોગિક ક્રાંતિ’ તરીકે ઓળખવામાં આવે છે. યુરોપનું આ જ્ઞાન-વિજ્ઞાન ધીરે ધીરે ભારતમાં પણ પગપેસારો કરી રહ્યું હતું. કલકત્તા, મુંબઈ અને મદ્રાસમાં વિશ્વવિદ્યાલયોની સ્થાપના થઈ ચૂકી હતી. રૂડકીમાં થૉમસન એન્જિનિયરીંગ સ્કૂલ સ્થાપિત થઈ, જે આગળ જતાં કૉલેજ અને પછી વિશ્વવિદ્યાલયના રૂપમાં વિકસિત થઈ. એ સ્કૂલ સ્થાપિત થવાથી વિદ્યાર્થીઓ સિંચાઈ, નહેર-નિર્માણ અને જમીનની ઉપજાઉ શક્તિના સંવર્ધન સંબંધી અનેક નવીન ક્ષેત્રોમાં ઝંપલાવવા માટે પ્રોત્સાહિત થયા. મહર્ષિ દયાનંદના જીવનચરિત્રમાં એ વાતનો ઉલ્લેખ આવે છે કે તેમણે રૂડકીમાં આપેલા એક પ્રવચનમાં ચાર્લ્સ ડાર્વિનના ઉત્ક્રાંતિવાદની સમાલોચના કરી હતી અને તેની પોકળતા પર પ્રકાશ ફેંક્યો હતો. ઉત્ક્રાંતિવાદ હકીકતમાં જીવનના વિકાસ અને માનવ પૂર્વેની વિભિન્ન યોનિઓની ક્રમિક ઉત્પત્તિ સંબંધી વાદ છે. પ્રાયઃ તમામ મત-સંપ્રદાયોના ગ્રંથોમાં સૃષ્ટિ-રચના, વિભિન્ન યોનિઓની ઉત્પત્તિ વગેરેની ચર્ચા કરવામાં આવી છે. પરંતુ અમુક જ ધર્મગ્રંથોને બાદ કરતાં બાકીના લગભગ તમામ ગ્રંથોમાં આ વિષયોની

વિવેચનામાં માત્ર કલ્પનાપૂર્ણ વાણીવિલાસ જ કરવામાં આવ્યો છે. પુરાણોમાં વર્ણિત સૃષ્ટિ-રચનાના પ્રસંગોમાં આપણને ક્યાંય સુસંગતિ, સુસંબદ્ધતા કે તાર્કિક વિવેચન જોવા મળતું નથી. કુરાન, બાઈબલ વગેરે તમામ મજહબી ગ્રંથોમાં તો આ વિષયો સર્વથા અવૈજ્ઞાનિક, યુક્તિ-વિરુદ્ધ અને હાસ્યાસ્પદ રૂપે વર્ણિત કરવામાં આવ્યા છે. સ્વામી દયાનંદે આવી વાતોની આલોચના પોતાના ગ્રંથોમાં યથાપ્રસંગ કરી છે.

આધુનિક પદાર્થ-વિદ્યામાં સ્વામી દયાનંદની રુચિ તેમ જ એ વિશેની તેમની ઊંડી જાણકારીનો પરિચય રૂડકીના શ્રોતાઓને ત્યારે મળ્યો, જ્યારે તેમના દ્વારા કરવામાં આવેલા સૂર્ય અને પૃથ્વી વગેરેનું ભ્રમણ, અમેરિકા મહાદ્વીપ વિષયક અનુસંધાન, મેઘ-ભૂકંપ વગેરેનાં કારણો, ધાતુઓ અને વિભિન્ન રસાયણોમાં થતાં પરિવર્તનો વગેરે વિષયો સંબંધી પ્રશ્નોના તેમણે સ્વામીજી પાસેથી સંતોષજનક ઉત્તરો મેળવ્યા.[૩] એ ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય વાત છે કે, શ્રોતાઓ દ્વારા પૂછવામાં આવેલા આવા તમામ પ્રશ્નોના ઉત્તર દયાનંદે સંસ્કૃત ગ્રંથોના આધારે આપ્યા હતા; કારણ કે એમના જ્ઞાન-વિજ્ઞાનના સ્રોત એ સંસ્કૃત ગ્રંથો જ રહ્યા હતા. જ્યારે ન્યૂટન દ્વારા પ્રવર્તિત પૃથ્વીના ગુરુત્વાકર્ષણની ચર્ચા નીકળી ત્યારે સ્વામીજીએ એક વેદમંત્ર પ્રસ્તુત કરી એ સિદ્ધાંતને વેદોક્ત સિદ્ધ કર્યો હતો.[૪] તેઓ એ વાતનું જોરદાર પ્રતિપાદન કરતા હતા કે, ભારતીય ઋષિમુનિઓ આધુનિક વિજ્ઞાનનાં મૌલિક તત્ત્વોથી અપરિચિત નહોતા.

સમય સમય પર યુરોપમાં થતી વિજ્ઞાન અને ટૅકનોલોજીની પ્રગતિથી દયાનંદ માહિતગાર હતા. તેમની હાર્દિક ઇચ્છા હતી કે ભારતના યુવકોને યુરોપના જર્મની વગેરે દેશોમાં મોકલવામાં આવે કે જેથી તેઓ આધુનિક કળા-કૌશલમાં દક્ષતા પ્રાપ્ત કરી શકે અને પછી સ્વદેશ પાછા ફરી પોતાની યોગ્યતા, કાર્યકુશળતા અને ક્ષમતા દ્વારા સ્વદેશને આર્થિક દૃષ્ટિએ સ્વાવલંબી બનાવવામાં અપૂર્વ યોગદાન આપે. આ માટે તેમણે જર્મનીના એક શિક્ષાશાસ્ત્રી ડૉ. વિજ સાથે વિસ્તૃત પત્રવ્યવહાર પણ કર્યો હતો. ડૉ. વિજે તેમને આશ્વાસન આપ્યું હતું કે, જો આ યોજના અંતર્ગત ભારતના પ્રશિક્ષણાર્થી યુવકો જર્મની આવશે તો હું એમની પૂરી વ્યવસ્થા કરીશ કે જેથી તેઓ અહીં રહીને વિવિધ પ્રકારનાં કળા-કૌશલ તથા હુન્નરમાં દક્ષતા પ્રાપ્ત કરી શકે.[૫] પરંતુ દુર્ભાગ્યે કેટલાંક કારણોસર આ અત્યંત મહત્ત્વપૂર્ણ યોજનામાં વ્યવધાન ઉપસ્થિત થવાથી મહર્ષિનું આ સ્વપ્ન અધૂરું રહી ગયું.

દયાનંદનું ચિંતન યથાર્થતા પર આધારિત હતું. મધ્યકાલીન અંધવિશ્વાસો અને બુદ્ધિ-વિરુદ્ધ માન્યતાઓની આલંકારિક વ્યાખ્યાઓ પ્રસ્તુત કરીને તેને કોઈ પણ ભોગે સત્ય સિદ્ધ કરવાનો પ્રયત્ન કરનારા વિચારકો અને દાર્શનિકો સાથે તેમનો વિરોધ હતો. પુરાણોમાં પ્રસ્તુત દેવગાથાવાદ (Mythology) અને અન્ય પ્રકારની મિથ્યા ઉક્તિઓને કલ્પિત યુક્તિઓ અને રહસ્યમયતાનાં આવરણ ચઢાવીને પ્રસ્તુત

કરવામાં આવતા હેત્વાભાસો (ખંડિત થઈ જાય તેવા હેતુઓ) અને મિથ્યા શબ્દજાળ દ્વારા સત્ય સિદ્ધ કરવાનું તેમણે ક્યારેય ન સ્વીકાર્યું.[૬] તેઓ વિજ્ઞાન અને અંધવિશ્વાસમાં છત્રીસ (૩૬)નો સંબંધ માનતા હતા. એટલા માટે તેઓ એ જ ઈચ્છતા હતા કે, ધર્મ અને વિજ્ઞાન બંનેની સાથે સાથે ઉન્નતિ થાય, વિજ્ઞાનને ધર્માચરણમાં બાધક માનવામાં ન આવે, અને બંનેને અન્યોન્ય-આશ્રિત માનીને આપણે આપણી સર્વાંગી ઉન્નતિ સાધીએ.

**પાદટિપ્પણ**

૧. આ મહત્ત્વપૂર્ણ ગ્રંથનું પ્રથમ સંસ્કરણ ૧૯૦૬માં પ્રકાશિત થયું હતું. તેનો હિંદી અનુવાદ પં. રઘુનાથપ્રસાદ પાઠકે કર્યો હતો, જે ધારાવાહિક રૂપે 'સાર્વદેશિક' માસિકમાં પ્રકાશિત થયો હતો.

૨. અમેરિકામાં પ્રકાશિત 'સેલ્ફ કોન્ટ્રાડિક્શન ઑફ ધ બાઈબલ' (હિંદી અનુવાદ 'બાઈબલ મેં પરસ્પર વિરોધ') તથા એ જ શ્રેણીના અનેક ગ્રંથોમાં બાઈબલ વર્ણિત ધારણાઓનું ખંડન કરવામાં આવ્યું છે.

૩. રૂડકીમાં આપેલાં વ્યાખ્યાનોમાં સ્વામીજીના શ્રોતા સમુદાયમાં એન્જિનિયરીંગના અનેક વિદ્યાર્થીઓ ઉપસ્થિત રહેતા હતા, જેઓ તેમની સમક્ષ આધુનિક વિજ્ઞાન અને પદાર્થ-વિદ્યા વિષયક જિજ્ઞાસાઓ કરતા હતા.

૪. ઋગ્વેદાદિભાષ્યભૂમિકામાં સ્વામી દયાનંદે વેદમંત્રોનાં પ્રમાણો આપીને પૃથ્વીની ગુરુત્વાકર્ષણ શક્તિ સિદ્ધ કરી છે.

૫. સ્વામી દયાનંદને લખેલા આ જર્મન શિક્ષાશાસ્ત્રીના પત્રોનો હિંદી અનુવાદ આ પંક્તિઓના લેખકે કર્યો છે, જે 'વેદવાણી'ના દયાનંદ અંકમાં પ્રકાશિત થયો હતો.

૬. સ્વામી દયાનંદ ધર્મમાં ફેલાયેલાં પાખંડો અને અંધવિશ્વાસોની આલંકારિક વ્યાખ્યા કરીને તેને ઔચિત્યપૂર્ણ ઠેરવવાની વિરુદ્ધ હતા. તેઓ 'ટુ કોલ એ સ્પેડ એ સ્પેડ' અર્થાત્ કાણાને કાણો કહેવામાં માનતા હતા.

## *મહર્ષિ દયાનંદ*

*"સ્વામી દયાનંદ સંસ્કૃતના પ્રકાંડ વિદ્વાન અને વેદોના અભ્યાસુ તથા સમર્થક હતા. એક પ્રબુદ્ધ વિદ્વાન હોવા ઉપરાંત તેઓ અત્યંત શિષ્ટ અને સાધુ સ્વભાવના પુરુષ હતા. તેમના અનુયાયીઓ તેમને દેવતા માનતા હતા અને વાસ્તવમાં તેઓ એવા સન્માનને લાયક હતા. દયાનંદ ફક્ત નિરાકાર જ્યોતિ (જ્ઞાન) સ્વરૂપ એક ઈશ્વર સિવાય બીજા કોઈની પૂજા-ઉપાસનાનો નિષેધ કરતા હતા. મારે અને મરહૂમ (દિવંગત) સ્વામી દયાનંદને ઘણીવાર મળવાનું થતું. હું હંમેશાં તેમનો ખૂબ જ આદર કરતો, અને તમામ મત-મજહબના લોકો તેમનું સન્માન કરે એ ઉચિત અને આવશ્યક હતું. તેઓ એક એવી વ્યક્તિ હતા કે જેમનું સ્થાન લઈ શકે એવું અત્યારે સંપૂર્ણ દેશમાં બીજું કોઈ જ નથી. આવો અનુપમ પુરુષ આપણી વચ્ચેથી વિદાય લઈ ગયો. આથી પ્રત્યેક દેશવાસી તેમના મૃત્યુ પર શોક કરે તે સ્વાભાવિક છે."*

**— સર સૈયદ અહમદખાન**

*(અલીગઢ ઈન્સ્ટિટ્યૂટ ગેઝેટ - ૧૮.૭૯, તા. ૮.૧૧.૧૮૮૩)*

## નવમું સૂત્ર

# ખંડનમંડનથી વિરક્તિ શા માટે ?

બુદ્ધિશીલ અને વિચારવાન પ્રાણી હોવાને લીધે મનુષ્યોના ચિંતનમાં વિવિધતા જોવા મળે એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ જ નથી. કહેવાયું પણ છે : **'મુંડે મુંડે મતિર્ભિન્ના'**. દરેક વ્યક્તિના ચિંતન-મનનમાં ભિન્નતા હોવી સ્વાભાવિક છે. ખાસ કરીને ધર્મ, દર્શન અને આસ્થાના ક્ષેત્રમાં સૃષ્ટિના આરંભથી લઈ આજ સુધી ધર્માચાર્યો અને દાર્શનિકો સ્વતંત્રરૂપે પોતપોતાના વિચારો પ્રગટ કરતા આવ્યા છે. ભારતીય વૈદિક પરંપરાને જોઈએ તો જ્ઞાત થાય છે કે, અહીં તો સદાથી પ્રશ્નોત્તર, શંકા-સમાધાન અને વિચારવિમર્શને મહત્ત્વ આપવામાં આવ્યું છે. વેદોમાં જ એવા અનેક મંત્રો આવે છે, જેમાં પ્રશ્નોત્તર શૈલીનો પ્રયોગ કરી અનેક જિજ્ઞાસાઓનું ખૂબ જ સારી રીતે સમાધાન પ્રસ્તુત કરવામાં આવ્યું છે.[૧] બ્રાહ્મણ-ગ્રંથો અને ઉપનિષદોના યુગમાં પરસ્પર વિચાર-વિનિમય અને શંકા-સમાધાનપૂર્વક અધ્યાત્મ અને દર્શનના ગૂઢ પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આવ્યું છે. રાજર્ષિ જનક અને યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિઓના સંવાદોથી એ પુરાતન ગ્રંથો ભર્યા પડ્યા છે.[૨] આવી શાસ્ત્રચર્ચાઓમાં ફક્ત પુરુષો જ ભાગ નહોતા લેતા, બલ્કે ગાર્ગી, મૈત્રેયી, સુલભા વગેરે બ્રહ્મવાદિની નારીઓનાં પણ શાસ્ત્રચર્ચા અને સુગૂઢ પ્રશ્નોત્તરોમાં ભાગ લેવાનાં અનેક પ્રમાણો આ ગ્રંથોમાં જોવા મળે છે.

કાળાંતરે જ્યારે મહાભારત પછીના કાળમાં વેદોની પ્રામાણિકતાનો અસ્વીકાર કરી જૈન, બૌદ્ધ તથા ચાર્વાક વગેરે અવૈદિક લોકાયત અને શ્રમણ મતો પ્રચલિત થયા, ત્યારે પરસ્પર ખંડનમંડન, વાદવિવાદ અને તર્ક-વિતર્ક વગેરેનું વાયુમંડળ નિરંતર ગરમ થતું રહ્યું. ચંદ્રકીર્તિ અને ધર્મકીર્તિ વગેરે બૌદ્ધ નૈયાયિકોએ વૈદિક આસ્થાઓ પર અત્યંત કઠોર પ્રહારો કર્યા. ઉદયનાચાર્ય જેવા આસ્તિક ઈશ્વરવાદી નૈયાયિકે અવૈદિક સંપ્રદાયોના અનીશ્વરવાદનું તીવ્ર ખંડન કર્યું.[૩] ચાર્વાકે વૈદિક દર્શન અને બ્રાહ્મણ ધર્માનુમોદિત આચારવિચાર પર તીખા પ્રહારો કર્યા.[૪] આ પ્રકારની સર્વ આલોચના-પ્રત્યાલોચના સતત ચાલતી રહી.

થોડા સમય પછી જ્યારે શંકરાચાર્ય અને કુમારિલ ભટ્ટ વગેરે વેદમતાનુયાયી દાર્શનિકોએ વેદાંત અને મીમાંસાના માધ્યમથી વૈદિક ધર્મની પુનઃ સ્થાપનાનો પ્રયાસ કર્યો, ત્યારે આ આચાર્યોએ શ્રમણ મતોની આસ્થાઓ પર તો પ્રહારો કર્યા જ, પરંતુ સાથે સાથે તેમણે વેદ-ઉપનિષદ્‌ની બ્રહ્મવાદી વિચારધારાનો ત્યાગ કરી વિભિન્ન દેવી-દેવતાઓ, રામ-કૃષ્ણ વગેરે અવતાર પુરુષો તથા શિવ, વિષ્ણુ, દેવી, સૂર્ય અને ગણેશ વગેરે સાંપ્રદાયિક દેવી-દેવતાઓની આરાધનાના વિવિધ માર્ગો અપનાવીને ભારતની

પરંપરાગત ધાર્મિક એકતાને વિઘટિત કરવાનો પ્રયત્ન કરી રહેલા તત્કાલીન કેટલાક સંપ્રદાયોને પણ પોતાની આલોચનાના લક્ષ્ય બનાવ્યા. વ્યાપક હિંદુ (વૈદિક) ધર્મથી સ્વયંને પૃથક્ સંપ્રદાય કે મત કહેવડાવનારા એ ઉપાસક સમુદાયો પણ શંકરાચાર્યની આલોચનાના પાત્ર બન્યા. તત્કાલીન ધાર્મિક તર્ક-વિતર્ક અને ખંડનમંડનની વિશદ ચર્ચા માધવાચાર્ય રચિત 'શંકરદિગ્વિજય'ના વિભિન્ન અધ્યાયોમાં કરવામાં આવી છે.[૫]

સંપ્રદાયો આધારિત આ ખંડનમંડન ફક્ત ધર્મ અને પૂજા-ઉપાસનાના ક્ષેત્રમાં જ પ્રતિફલિત નહોતું થયું, બલ્કે દર્શન સંપ્રદાયોમાં પણ પરસ્પર તર્ક-વિતર્ક અને એકબીજાની માન્યતાઓ ઉપર કરવામાં આવતી ટીકા-ટિપ્પણી રૂપે જોવા મળ્યું. શંકરાચાર્ય અને તેમના અનુયાયી અદ્વૈતવાદી લેખકોએ વિશિષ્ટાદ્વૈત અને દ્વૈતવાદના ભેદવાદી દર્શનને પોતાના કટાક્ષોનું લક્ષ્ય બનાવ્યું. આ જ રીતે રામાનુજ અને મધ્વ વગેરે ભક્તિ સંપ્રદાયના દાર્શનિકોએ પણ અદ્વૈતવાદ પર પ્રહારો કર્યા અને દ્વૈત ભાવને ભગવદ્ ભક્તિનું મૂળ ઠરાવીને શ્રીમદ્ભાગવત, ગીતા, વિષ્ણુપુરાણ વગેરે વૈષ્ણવ ધર્મગ્રંથોને પ્રાધાન્ય આપ્યું. દાર્શનિક ક્ષેત્રમાં થતાં ખંડનમંડનની આ પ્રવૃત્તિ અહીં આવીને અટકી નથી. અદ્વૈતવાદીઓએ સાંખ્ય-વૈશેષિકની પરંપરાનો પણ નિરાદર કર્યો. ત્યાં સુધી કે સાધના પક્ષને મહત્ત્વ આપનારું પાતંજલ યોગદર્શન પણ તેમનાં કટુવચનોથી બચી ન શક્યું.[૬] ભારતના મધ્યકાલીન દર્શન સંપ્રદાયોનું આ પારસ્પરિક ખંડનમંડન જ્યાં મતાગ્રહ અને ભાવાવેશપૂર્ણ સ્વમતની પુષ્ટિ અને પરમતનું નિરાકરણ કરવા માટે સુસજ્જ નજરે પડે છે, ત્યાં વાચસ્પતિ મિશ્ર જેવા કેટલાક દાર્શનિકો એવા પણ હતા કે જેમણે પોતાનાં બુદ્ધિ-કૌશલ અને રચના-ચાતુર્યનો પ્રયોગ સાંખ્ય, યોગ, ન્યાય, વેદાંત વગેરે પ્રાયઃ તમામ વૈદિક દર્શનોની પુષ્ટિમાં ગ્રંથ-રચના કરવા પાછળ કર્યો.[૭]

પ્રાયઃ એવું માનવામાં આવે છે કે ભક્તિ મતોનો પ્રાદુર્ભાવ કટ્ટર જ્ઞાનવાદી શંકરાચાર્યની વિચારધારાના પ્રત્યાખ્યાનમાં જ થયો હતો. આચાર્ય રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક અને વલ્લભે દક્ષિણાપથમાં પુરાણ આશ્રિત વૈષ્ણવ ભક્તિનાં વિવિધ રૂપોનો પ્રચાર કર્યો,[૮] જ્યારે બંગાળમાં ચૈતન્યદેવે ભગવન્નામ સંકીર્તનને મહત્ત્વ આપી બ્રાહ્મણથી માંડીને (તથાકથિત) ચાંડાલ પર્યંત માનવોને વિષ્ણુ ભક્તિની પાવનધારામાં ડૂબકી મારી ભવબંધનોમાંથી મુક્ત થઈ જવાની પ્રેરણા આપી. પેલી બાજુ અદ્વૈતવાદ, ઈસ્લામી એકેશ્વરવાદ અને સૂફીઓની પ્રેમા-ભક્તિનો સંમિલિત પ્રભાવ નિર્ગુણવાદી સંતો પર જોવા મળ્યો. નાનક, દાદુ, કબીર, રૈદાસ વગેરેએ ઉપનિષદ્ પ્રતિપાદિત નિર્ગુણ, અગોચર, ઈન્દ્રિય વગેરે બાહ્ય સાધનોથી અગમ્ય એવા એક ઈશ્વરને નામસ્મરણ અને સદાચારનાં સાધનો અપનાવીને અનુભવમાં લાવવાની વાત કરી. આ નિર્ગુણપંથી સંતોએ સાકારવાદ, મૂર્તિપૂજા, અવતાર, તીર્થ, એકાદશી વગેરે વ્રતો તથા બાહ્ય કર્મકાંડો વગેરેને આપવામાં આવતા મહત્ત્વનું જોરદાર ખંડન કર્યું અને

હિંદુ-મુસલમાનનો ભેદ કર્યા વિના બંને મતાવલંબીઓનાં પાખંડ, ઢોંગ અને મિથ્યા વિશ્વાસો પર કઠોરતમ પ્રહારો કર્યા. તેના બદલામાં સાકારવાદી ભક્તોએ પણ નિર્ગુણવાદને ભાંડવામાં કોઈ કસર બાકી ન રાખી. ગોસ્વામી તુલસીદાસ જેવા સહિષ્ણુ અને સમન્વયશીલ સંતે પણ અલખ (અલક્ષ્ય) ઈશ્વરને જોનારા નિર્ગુણપંથીને ફક્ત 'નીચ' જ નથી કહ્યો, બલ્કે તેને રામના નામનો જપ કરવાનો ઉપદેશ પણ આપ્યો છે : **'તુલસી અલખહિં કા લખૈ રામ નામ જપુ નીચ'**.

આવી સ્થિતિમાં પ્રજ્ઞાચક્ષુ સૂરદાસ પણ પાછળ રહી જાય એવા નહોતા. તેમણે પણ કૃષ્ણકથામાં 'ભ્રમરગીત'ના આખ્યાનની અવતારણા કરી ગોપીઓનાં મુખે નિર્ગુણવાદનો ભેદ ઉઘાડો કર્યો છે. ક્યારેક એ ગોપીઓ કહે છે કે, 'નિર્ગુણ કૌન દેસ કો વાસી', તો ક્યારેક એ ગોપીઓ ભ્રમરના બહાને પોતાના પ્રિયની લંપટ પ્રવૃત્તિ પણ દર્શાવે છે. કૃષ્ણભક્ત કવિઓ દ્વારા રચિત આ ભ્રમરગીત કાવ્યના પણ વિભિન્ન આયામ છે. હિંદીના સૂરદાસ, નંદદાસ, સત્યનારાયણ કવિરત્ન અને જગન્નાથદાસ રત્નાકર – આ તમામ કવિઓએ પોતપોતાના ઢંગથી નિર્ગુણવાદ પર કટાક્ષો કર્યા છે.

ઉપર્યુક્ત વિવેચન દ્વારા અમે એ બતાવવા માંગીએ છીએ કે, ધાર્મિક વિચાર-વિમર્શ, તત્ત્વ-નિરૂપણ અને શાસ્ત્રવિચારમાં પરસ્પર ખંડનમંડન, યુક્તિ-પ્રયુક્તિ, શંકા-સમાધાન અને પ્રબળ તર્કો દ્વારા સ્વ-મતનું પોષણ કરવું એ કોઈ ગુનો નથી. એ કોઈ એવી વાત પણ નથી કે જે આપણને સૌપ્રથમ દયાનંદમાં જ જોવા મળી હોય. બુદ્ધ અને મહાવીરથી લઈ આધુનિક યુગના વિવેકાનંદ સુધીના ધર્માચાર્યોએ સતર્ક થઈને સ્વ-મતનું પોષણ અને પરકીય મતોનું ખંડન કર્યું જ છે. આથી જે લોકો ધાર્મિક ખંડનમંડન જેવા અપરાધ (?)નો ભાંડો એકલા દયાનંદના માથે ફોડીને અન્યોને મહાસહિષ્ણુ અને દૂધે ધોયેલા સાબિત કરવા માંગે છે, તેમની અજ્ઞાન-અંધકારથી બીડાયેલી આંખો ખોલવા માટે નિમ્ન પંક્તિઓ લખવી જરૂરી જણાય છે :

ભારતના નવજાગરણના અગ્રદૂત અને નવીન જ્ઞાનાલોકથી ભારતીય ક્ષિતિજને સૌપ્રથમ આલોકિત કરનારા મહાપુરુષ રાજા રામમોહન રાયે પોતાનો ખંડનકુઠાર બે દિશાઓમાં ચલાવ્યો : વેદ-ઉપનિષદ્ પ્રતિપાદિત એકેશ્વરવાદ અને બ્રહ્મવાદની જોરદાર પેરવી કરનારા રામમોહન રાયે એક બાજુ પુરાણ પ્રતિપાદિત મૂર્તિપૂજા અને અવતારના સિદ્ધાંતોનો પ્રબળ વિરોધ કર્યો, તો બીજી બાજુ તત્કાલીન શાસકોને માન્ય ખ્રિસ્તી મતની દુર્બળતાઓ છતી કરવામાં પણ તેઓ પાછળ ન રહ્યા. તેમણે ખ્રિસ્તી મતના મૂળ આધાર એવા પિતા-પુત્ર-પવિત્રાત્માના ત્રિત્વવાદ (Trinity)નું ખંડન કર્યું. તેમણે હિંદુઓનાં મૂર્તિપૂજા અને અવતારવાદ પર પ્રહાર કરનારા પાદરીઓને ચેતવણી આપતાં કહ્યું કે, જે લોકો સ્વયં કાચનાં ઘરમાં રહે છે તેમને પથ્થરનાં ઘરમાં રહેતાં લોકો પર ઘા કરવાનો કોઈ અધિકાર નથી. તેમણે પ્રશ્ન કર્યો કે ઈસુના જીવન સાથે જોડાયેલા મિથ્યા ચમત્કારોમાં અને ખુદા એક કબુતર રૂપે અવતરિત થયો એવી

માન્યતામાં વિશ્વાસ ધરાવતા પાદરીઓને હિંદુ પુરાણોમાં વર્ણિત ચમત્કારો અને અવતારો સાથે સંકળાયેલ અલૌકિક પ્રસંગોની આલોચના કરવાનો શો અધિકાર છે ? ગપ્પાં હાંકવામાં ખ્રિસ્તીઓની પુરાણગાથાઓ પણ કમ નથી.[૯]

રામકૃષ્ણ પરમહંસ ધાર્મિક સહિષ્ણુતા અને સર્વ ધર્મોમાં જોવા મળતા વિશ્વાસો પ્રત્યે આસ્થા દર્શાવતા હતા. પરંતુ તેમણે પણ સાધુ સ્વભાવ ધરાવતા બ્રાહ્મનેતા દેવેન્દ્રનાથ ટાગોર દ્વારા ગૃહસ્થમાં રહીને કરવામાં આવતી ઈશ્વરભક્તિ અને સાધનાની મજાક ઉડાવી છે. તેમણે ઘડપણમાં પહોંચીને દીર્ઘકાલીન ઈશ્વર ઉપાસનામાં પ્રવૃત્ત રહેનારા દેવેન્દ્રનાથની ઉપમા એક એવા વૃદ્ધ પુરુષ સાથે આપી છે, જે દાંત પડી ગયા હોવાના કારણે હવે માંસનો ટુકડો ચાવી શકે તેમ ન હોવાથી લાચારીથી શાકાહારી બન્યો છે. બીજી દૃષ્ટિએ જોતાં પરમ ઈશ્વરભક્ત દેવેન્દ્રનાથને લાચારીમાં ભક્તિપથ પર અગ્રસર થનારા ઢોંગી બતાવીને રામકૃષ્ણ પરમહંસે પોતાના જ દંભ-અહંકાર પ્રગટ કર્યા છે. આ જ પરમહંસજીના જગપ્રસિદ્ધ શિષ્ય સ્વામી વિવેકાનંદે પણ પ્રસંગ આવ્યે બુદ્ધ, મહમદ અને ઈસુ વગેરે તમામ મતપ્રવર્તકોની કઠોર આલોચના કરવામાં જરાય સંકોચ કર્યો નથી.[૧૦] છતાંય નવાઈની વાત એ છે કે, વિવેકાનંદના અંધભક્તો તેમને પરમ સહિષ્ણુ, સમન્વયશીલ અને વિભિન્ન મત-પંથોના પ્રશંસક માની બેઠા છે. સાચી વાત તો એ છે કે, વિભિન્ન મત-સંપ્રદાયોની તીખી આલોચના કરવામાં વિવેકાનંદે કેટલાંક સ્થાને તો મર્યાદાનું અતિક્રમણ કર્યું છે.[૧૧]

મહર્ષિ દયાનંદે કરેલી વિભિન્ન મત-સંપ્રદાયોની આલોચનાને પણ આપણે ઉપર્યુક્ત પરિપ્રેક્ષ્યમાં જ મૂલવવી જોઈએ. દયાનંદ એ વાત જાણતા જ હતા કે, ખંડનમંડન એક અત્યંત સંવેદનશીલ વિષય છે. સત્યને સાંભળવાની અને સત્યવક્તાને બિરદાવવાની –(appreciate કરવાની) શક્તિ વિરલા લોકોમાં જ હોય છે. આથી ખંડનમંડનમાં છુપાયેલ મહર્ષિ દયાનંદની હૃદયસ્થ ભાવનાને સમજ્યા વગર જ કેટલાક અજ્ઞાની લોકોએ તેમને અસહિષ્ણુ, પરમતદ્વેષી, નિંદક અને ધાર્મિક સૌહાર્દને આહત કરનારા કહ્યા હોય, તો એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ જ નથી. દયાનંદની આ વિશેની આંતરિક ભાવનાને બહુ જ ઓછા લોકો સમજી શક્યા છે. 'સત્યાર્થપ્રકાશ'ની ભૂમિકામાં તેમણે પોતાની ભાવના સ્પષ્ટ કરતાં લખ્યું છે : **"આ ગ્રંથ રચવા પાછળનું મારું મુખ્ય પ્રયોજન સત્ય અર્થનો પ્રકાશ કરવો છે. અર્થાત્ જે સત્ય છે તેને સત્ય, અને જે મિથ્યા છે તેને મિથ્યા પ્રતિપાદિત કરવું એને જ હું સત્ય અર્થનો પ્રકાશ સમજું છું."** આ જ રીતે 'સત્યાર્થપ્રકાશ'ના ઉત્તરાર્ધના ચાર સમુલ્લાસોની અનુભૂમિકાઓમાં સ્વામીજીએ પોતાના આ આલોચના-પ્રધાન કાર્ય અંગે સ્પષ્ટતા કરતાં લખ્યું છે : **"(મતમતાંતરોના ખંડનમંડનરૂપી) મારા આ કાર્યથી જો કોઈ ઉપકાર ન માને તો વાંધો નહિ, પરંતુ વિરોધ પણ ન કરે; કારણ કે મારું તાત્પર્ય કોઈને હાનિ પહોંચાડવાનું કે કોઈનો વિરોધ કરવાનું નથી, પરંતુ સત્ય-અસત્યનો નિર્ણય કરવા-કરાવવાનું જ છે."**

(૧૧મા સમુલ્લાસની અનુભૂમિકા) આગળ બારમા સમુલ્લાસની અનુભૂમિકામાં તેઓ લખે છે : **"મેં અહીં બૌદ્ધ અને જૈન વગેરેના વિષયમાં જે કંઈ વાતો લખી છે, તે ફક્ત સત્ય-અસત્યના નિર્ણય માટે જ છે, નહિ કે વિરોધ કે હાનિ પહોંચાડવા માટે."** મતમતાંતર-વિષયક ખંડનમંડન પાછળનું પ્રયોજન બતાવતાં દયાનંદે તેરમા સમુલ્લાસની અનુભૂમિકામાં લખ્યું છે : **"સૌ મનુષ્યો માટે ઉચિત છે કે સૌના મત-વિષયક પુસ્તકોને જોઈ-સમજીને કંઈક સંમતિ કે અસંમતિ આપે અથવા લખે."** ઇસ્લામ વિષયક ચૌદમા સમુલ્લાસની અનુભૂમિકામાં પણ તેમણે સ્પષ્ટ કર્યું છે : **"આ લેખ ફક્ત મનુષ્યોની ઉન્નતિ અને સત્ય-અસત્યના નિર્ણય માટે જ છે."** આમ મહર્ષિ દયાનંદ દ્વારા કરવામાં આવેલા મતમતાંતરોના ખંડનમંડનમાં છુપાયેલ એમની પક્ષપાતરહિત મનોવૃત્તિ તથા સત્ય-અસત્યના નિર્ણયમાં તેની ઉપયોગિતાને જ માન્ય કરવી જોઈએ. જ્યારે તેઓ અન્ય મતાવલંબીઓ સાથે શાસ્ત્રાર્થ કરતા ત્યારે પણ તેઓ આ વાતની સ્પષ્ટતા કરી દેતા હતા કે, આ સંપૂર્ણ વિચારવિમર્શ સત્ય-અસત્યના નિર્ણયની દૃષ્ટિએ જ કરવામાં આવે છે. એમાં ગમે તેમ કરીને કેવળ સ્વ-મતને જ સત્ય બતાવવો અને પરમતને સર્વથા દોષયુક્ત સાબિત કરવો એવું તેમનું ક્યારેય લક્ષ રહ્યું નહોતું. આમ તેઓ હંમેશાં સત્યના અન્વેષક બની રહ્યા.

ખંડનમંડન પાછળ રહેલી દયાનંદની આવી તટસ્થ અને પક્ષપાતશૂન્ય નીતિનું જ એ પરિણામ રહ્યું કે, શાસ્ત્રાર્થના અંતે પં. હીરાવલ્લભ (કર્ણવાસ)[૧૨] તથા પં. હરિશંકર (કન્નોજ) જેવા પૌરાણિક મત-સમર્થક વિદ્વાનોએ દયાનંદના કથનની સત્યતાનો મુક્ત કંઠે સ્વીકાર કર્યો. બરેલીના લાટ પાદરી ડૉ. ટી. જે. સ્કૉટ સ્વામીજીના ભક્ત બની ગયા અને તેમનાં વ્યાખ્યાનોમાં શ્રોતા રૂપે હંમેશાં હાજર રહ્યા. લાહોરના રહીમ ખાને સ્વામીજીએ કરેલી કુરાનની આલોચનાનો સદ્ભાવનાપૂર્વક સ્વીકાર કર્યો અને સર સૈયદ અહમદખાન સ્વદેશની ઉન્નતિ વિશે દયાનંદ સાથે ગહન પરામર્શ કરતા રહ્યા. ચાંદાપુરના ધર્મમેળામાં જે પાદરીઓ અને મૌલવીઓએ ભાગ લીધો હતો તેઓ પણ દયાનંદની સત્યનિષ્ઠાના પ્રશંસક રહ્યા. પરંતુ એ એક બેહદ અફસોસજનક બિના કહેવાશે કે સ્વયંને ધાર્મિક સહિષ્ણુતાના ઝંડાધારી માનનારા ગાંધીજીને દયાનંદજીની આવી નિષ્પક્ષ વૃત્તિ જરાય પસંદ ન આવી.[૧૩]

### પાદટિપ્પણ

૧. 'પૃચ્છામિ ત્વાં...' (ઋગ્વેદઃ ૧.૧૬૪.૩૪) તથા 'અયં યજ્ઞો ભુવનસ્ય નાભિઃ...' (યજુર્વેદ : ૨૩.૬૨) વગેરે મંત્ર.

૨. આ આધ્યાત્મિક સંવાદો અને શાસ્ત્રાર્થો માટે છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદ્ તથા શતપથ બ્રાહ્મણનાં પ્રાસંગિક સ્થળ દ્રષ્ટવ્ય છે.

૩. નૈયાયિક આચાર્ય ઉદયને કુસુમાંજલિ લખીને વૈદિક ઈશ્વરવાદનું સતર્ક પ્રતિપાદન કર્યું છે.

૪. સર્વદર્શન-સંગ્રહમાં ચાર્વાક મત પ્રતિપાદક શ્લોક.

૫. શંકર દિગ્વિજયમાં શંકરાચાર્યે શાક્ત, પાશુપત, ક્ષપણક, કાપાલિક તથા વૈષ્ણવ નામના મિથ્યાવાદી મતોનું ખંડન કર્યું હોવાનો ઉલ્લેખ છે.

૬. દ્રષ્ટવ્ય – બ્રહ્મસૂત્ર શાંકરભાષ્યમાં કપિલ પ્રોક્ત સાંખ્ય તથા પાતંજલ યોગના સિદ્ધાંતોનું ખંડન.

૭. વાચસ્પતિ મિશ્રે આ જ નીતિનું અનુસરણ કરીને સાંખ્યદર્શન પર સાંખ્યતત્ત્વકૌમુદી, યોગદર્શન પર યોગદર્શનવૃત્તિ (ભોજકૃત)ની ટીકા અને વેદાંતના શાંકર ભાષ્ય પર 'ભામતી' નામની વિશદ ટીકાની રચના કરી.

૮. ભાગવતના એક શ્લોક 'ઉત્પન્ના દ્રાવિડે ચાહં કર્ણાટકેવૃદ્ધિભાગતા । સ્થિત કિંચિત્મહારાષ્ટ્રે ગુર્જરેજીર્ણતાં ગતા ॥'ના આધારે એવું કહેવામાં આવે છે કે, ભક્તિ આંદોલન દ્રવિડ દેશ (દક્ષિણ ભારત)માં ઉત્પન્ન થયું, કર્ણાટકમાં તેને વિસ્તાર મળ્યો, મહારાષ્ટ્રમાં તે થોડા સમય માટે પ્રચલિત રહ્યું અને ગુજરાતમાં તે જીર્ણ થઈ ગયું.

૯. રાજા રામમોહન રાયે કરેલા પૌરાણિક તથા ખ્રિસ્તી મતની માન્યતાઓના ખંડન વિશે વિસ્તારથી જાણવા માટે 'કમ્પલિટ વર્ક્સ ઑફ રાજા રામમોહન રૉય' દ્રષ્ટવ્ય છે.

૧૦. સ્વામી વિવેકાનંદે કરેલા બૌદ્ધ, ખ્રિસ્તી, ઇસ્લામ અને થિયૉસૉફી મતના ખંડન માટે આ પંક્તિઓના લેખકના 'સ્વામી દયાનંદ ઔર સ્વામી વિવેકાનંદ – એક તુલનાત્મક અધ્યયન' નામના હિંદી ગ્રંથનાં પ્રાસંગિક સ્થળો દ્રષ્ટવ્ય છે.

૧૧. ઉપર્યુક્ત ગ્રંથ.

૧૨. 'સ્વામી દયાનંદ કા કર્ણવાસ પ્રવાસ' – આ પુસ્તકમાં સ્વામી દયાનંદ અને પં. હીરાવલ્લભ વચ્ચે થયેલા મૂર્તિપૂજા વિષયક શાસ્ત્રાર્થનું વિસ્તૃત વિવરણ આપવામાં આવ્યું છે. શાસ્ત્રાર્થની સમાપ્તિ પર પં. હીરાવલ્લભે સ્વામી દયાનંદના મતની સત્યતાનો સ્વીકાર કર્યો અને પોતાની ઉપાસ્ય મૂર્તિઓને ગંગામાં પ્રવાહિત કરી દીધી.

૧૩. દ્રષ્ટવ્ય – 'યંગ ઇન્ડિયા' (વર્ષ ૧૯૨૪)માં ગાંધીજીની સ્વામી દયાનંદ વિષયક નિરાધાર તથા પૂર્વાગ્રહયુક્ત આલોચના.

## *મહર્ષિ દયાનંદ*

*"મહર્ષિ દયાનંદને હું મારા માર્ગદર્શક ગુરુ માનું છું. એમનાં ચરણોમાં રહીને મેં ઘણુંબધું પ્રાપ્ત કર્યું છે. મારા ઉપર તેમની સદૈવ કૃપાદૃષ્ટિ રહેતી. સ્વામીજીની ઇચ્છા હતી કે વિદેશોમાં પણ વૈદિક ધર્મનો પ્રચાર કરવો જોઈએ. તેમણે મને વિદેશોમાં વૈદિક સંસ્કૃતિનો પ્રચાર કરવા માટે પ્રેરિત કર્યો. મેં દેશ, જાતિ અને સમાજની જે કંઈ સેવા કરી છે, તેનું શ્રેય મહર્ષિ દયાનંદને જાય છે. મેં જે કંઈ પ્રાપ્ત કર્યું છે તેમાં સૌથી મોટું યોગદાન એ સર્વહિતૈષી, વેદજ્ઞ અને તેજસ્વી યુગદ્રષ્ટા દયાનંદનું રહ્યું છે. એ સ્વતંત્ર વિચારકના શિષ્ય હોવાનું મને અભિમાન છે."*

***– પં. શ્યામજી કૃષ્ણવર્મા***

## દસમું સૂત્ર

# દયાનંદની વેદાધારિત સમગ્ર ક્રાંતિ

જ્યારે કોઈ વ્યક્તિ સર્વસ્વનો ત્યાગ કરીને સંન્યાસની દીક્ષા લે છે, ત્યારે તેને પ્રતિજ્ઞા રૂપે પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણાથી પોતાની જાતને સર્વથા મુક્ત કરવી પડે છે. એષણા ત્યાગનો અભિપ્રાય એ છે કે, સંન્યાસનું વ્રત ગ્રહણ કર્યા બાદ હવેથી તેને ન તો સ્ત્રી, પુત્ર, પરિવાર વગેરે પ્રત્યે કોઈ આસક્તિ રહેશે, અને ન તો ધન-સંપત્તિ પ્રત્યે તે કોઈ પણ જાતનું આકર્ષણ અનુભવશે. સાથે સાથે લોક પ્રત્યે પણ તેનામાં સમત્વની ભાવના જાગૃત થશે અને તે નિંદા-સ્તુતિ, હાનિ-લાભ, સુખ-દુઃખ, ત્યાં સુધી કે જીવન અને મૃત્યુ પ્રત્યે પણ બિલકુલ અનાસક્ત બની રહેશે.[૧] પ્રાચીન કાળના મહાપુરુષો આવી જ રીતે નિરાસક્ત થઈ તપ, ત્યાગ અને વૈરાગ્યનો માર્ગ ગ્રહણ કરીને ચતુર્થાશ્રમની દીક્ષા લેતા હતા. આપણા ઈતિહાસમાં એવા પરિવ્રાજકોની નામાવલિ આજે પણ સચવાયેલી જોવા મળે છે.

આવા સર્વસ્વ ત્યાગી સંન્યાસીઓએ ભલે સ્વહિતની અવહેલના કરી હશે, પરંતુ લોકહિત અને જનકલ્યાણને તેમણે સર્વોપરિ મહત્ત્વ આપ્યું હતું. શંકરાચાર્યે નાની ઉંમરે ગુરુ ગોવિંદપાદ પાસેથી સંન્યસ્ત ગ્રહણ કરી પોતાનું અતિ દીર્ઘ ન કહી શકાય એવું જીવન શાસ્ત્ર-વ્યાખ્યા[૨] તથા વૈદિક ધર્મની પુનઃ સ્થાપનામાં જ પસાર કર્યું હતું. જૈન અને બૌદ્ધ જેવા નાસ્તિક મતોના મૂલોચ્છેદ માટે તેમણે કરેલા મહાન કાર્યની પ્રશંસા કરતાં યુગપુરુષ દયાનંદે 'સત્યાર્થપ્રકાશ'ના અગિયારમા સમુલ્લાસમાં લખ્યું છે : **"બાવીસ સો વર્ષ પૂર્વે શંકરાચાર્ય નામના એક દ્રવિડ દેશોત્પન્ન બ્રાહ્મણ બ્રહ્મચર્યપૂર્વક વ્યાકરણ વગરે સર્વ શાસ્ત્રો ભણીને વિચારવા લાગ્યા કે, અહહ ! સત્ય આસ્તિક વેદમતનું છુટવું અને નાસ્તિક જૈન મતનું ચાલવું એ ભારે હાનિની વાત થઈ રહી છે; આ નાસ્તિક મતને કોઈ રીતે હટાવવો જ જોઈએ."** વૈદિક ધર્મના પુનરુદ્ધાર માટે શંકરાચાર્યે કરેલા પુરુષાર્થની મહર્ષિ દયાનંદે સર્વત્ર સ્તુતિ કરી છે.

**આચાર્ય વિષ્ણુગુપ્ત :** આ જ ભારતમાં ચાણક્ય જેવો મહામતિ પ્રજ્ઞાપુરુષ ઉત્પન્ન થયો હતો. ભલે તેણે વિધિવત્ સંન્યાસની દીક્ષા નહોતી લીધી, પરંતુ પોતાની અદ્વિતીય બુદ્ધિમત્તા, સૂઝ અને નીતિમત્તાના જોરે તેણે નંદોના અત્યાચારી સામ્રાજ્યનો અંત કરી ચંદ્રગુપ્ત મૌર્યને મગધનો સમ્રાટ બનાવ્યો. આ સામ્રાજ્ય-સ્રષ્ટા મહાપુરુષનું શેષ જીવન બિલકુલ નિરાસક્ત, સાંસારિક વૈભવ-વિલાસ વગરના એક તપસ્વીના જીવન જેવું જ હતું, જેના પર્ણ-લતાથી ઢંકાયેલા નિવાસનું વર્ણન કરતાં નાટ્યકાર વિશાખદત્તે લખ્યું છે : "આ છે મહામતિ ચાણક્યની પર્ણકુટી, જેની અંદર એક તરફ યજ્ઞાગ્નિને પ્રદીપ્ત

કરવા માટેની સમિધાઓ રાખી છે, અને બીજી તરફ એ સમિધાઓને તોડવા-ફાડવા માટેનો એક પથ્થર રાખી મૂક્યો છે. આ કુટીરનું છાપરું એટલું ક્ષીણ છે કે રાત્રી સમયે એમાંથી ચંદ્રમાનાં શીતળ કિરણો છિન છિન કરીને અંદર પ્રવેશે છે. ભારતના આ વિગત મહામંત્રીનું જીવન આવું સાદગીભર્યું છે.'' (મુદ્રારાક્ષસ નાટક)

**સમર્થ રામદાસ :** સંન્યાસની દીક્ષા શિવાજી મહારાજને હિંદુ ધર્મ અને સંસ્કૃતિની રક્ષામાં પ્રવૃત્ત કરનારા સમર્થ રામદાસે પણ લીધી હતી. એવું કહેવાય છે કે યુવાન રામદાસનાં જ્યારે લગ્ન થઈ રહ્યાં હતાં ત્યારે તેમને વૈવાહિક પ્રતિજ્ઞાઓ બોલવા માટે કહેવામાં આવ્યું. પરંતુ એટલામાં અચાનક તેમના મનમાં ગૃહસ્થ ધર્મની આવી પડનારી જવાબદારીઓ સ્વીકારવા પ્રત્યે અરુચિ ઉત્પન્ન થઈ ગઈ અને તેઓ વિવાહના મંડપનો ત્યાગ કરીને યુગપુરુષ રામદાસ બની ગયા.

**સ્વામી દયાનંદની સંન્યાસ દીક્ષા :** સ્વામી દયાનંદના સંન્યાસ ગ્રહણમાં બે મુખ્ય કારણ નજરે પડે છે : પરમાત્માના સાચા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું અને મૃત્યુનું રહસ્ય જાણવું. આગળ જઈ જ્યારે તેમણે સ્વદેશના વિભિન્ન પ્રદેશોમાં ભ્રમણ કરી ઉક્ત રહસ્યોનું સમાધાન જાણવાનો પરિશ્રમ કર્યો ત્યારે તેમને ખબર પડી કે, સમસ્યા જેટલી નજરે પડે છે એટલી જ નથી, બલ્કે એના કરતાં બહુ જ ગંભીર અને ભયંકર છે. તેમને ધર્મના નામ પર સર્વત્ર પાખંડ, અંધવિશ્વાસ અને અંધશ્રદ્ધા ફેલાયેલાં જોવાં મળ્યાં. એમના જીવનચરિત્રમાં એક પ્રસંગ આવે છે કે, તત્કાલીન પરિસ્થિતિઓની ભયાવહતા જોઈને એક વાર તેમના હૃદયમાં નિરાશાની કાળી ઘટાઓ ઉતરી આવી અને તેમને થયું કે આ તો લાઇલાજ હાલત છે અને તેઓ વિચારવા લાગ્યા કે, આવા જીવનનો શો અર્થ ? એ કરતાં તો હિમાલયની આ હિમાચ્છાદિત તળેટીઓમાં મારું શરીર વિસર્જિત ન કરી દઉં ? પરંતુ તત્કાળ તેમનો આ નિરાશા ભાવ દૂર થઈ ગયો અને એના સ્થાને બીજો વિચાર આવ્યો કે, આ રીતે મરી જવામાં કોઈ પુરુષાર્થ નથી, પરંતુ જ્ઞાન પ્રાપ્ત કરીને સ્વયંને પરોપકારમાં લગાડવામાં જ ખરો પુરુષાર્થ છે.[3] (દૃષ્ટવ્ય : 'નવજાગરણ કે પુરોધા', ઉત્તરાખંડ પરિભ્રમણ અધ્યાય) લોકોપકારના આ જ શ્રેષ્ઠ વિચારે આગળ જતાં સ્વામી દયાનંદને સ્વધર્મ, સ્વદેશ અને અખિલ માનવતાના હિત માટે સ્વયંને સંપૂર્ણ રૂપે સમર્પિત કરવાની પ્રેરણા આપી. તેમના જીવનમાં આપણે જોઈએ છીએ કે, જ્યારે જ્યારે તેમને લોકસંગ્રહનો માર્ગ છોડીને માત્ર સ્વ-કલ્યાણના માર્ગ પર ચાલવાનું સૂચન કરવામાં આવ્યું, ત્યારે ત્યારે તેમણે દૃઢતાપૂર્વક કહ્યું કે, ફક્ત પોતાનું હિત કરી લેવામાં કોઈ બહુ મોટો પુરુષાર્થ નથી, પરંતુ માનવજીવનનું લક્ષ્ય તો સર્વભૂતહિતમાં પ્રવૃત્ત થઈને સંપૂર્ણ માનવતાની સેવામાં સ્વયંને સમર્પિત કરવામાં જ રહેલું છે. તેમના જીવનના કેટલાક આવા પ્રસંગો દૃષ્ટવ્ય છે : ઉત્તરાખંડના ભ્રમણ-કાળમાં ઓખી મઠના મહંતે જ્યારે તેમનું તપ, ત્યાગ, વૈરાગ્ય અને વિદ્વતા જોયાં તો ભલામણ કરી કે, તમે જ્યાં ત્યાં દેશાટન કરવાનું છોડી આ મઠમાં મારું શિષ્યત્વ

સ્વીકારી લો અને મહંત-પદના અધિકારો તથા ઐશ્વર્યપૂર્ણ જીવનનો ઉપભોગ કરો. પરંતુ વીતરાગ દયાનંદનો ઉત્તર હતો કે, જો મને ધનસંપત્તિ અને વૈભવની લાલસા હોત તો મારા પિતાની પાસે પણ સંપત્તિની કોઈ કમી ન હતી. જ્યારે એ પિતૃક વૈભવનો મોહ ન રાખી તેમણે વૈરાગ્યનો માર્ગ લીધો હતો, તો પછી હવે તેમને આ માર્ગ પરથી કોઈ જ વિચલિત કરી શકે તેમ ન હતું. લોકહિત તેમની પ્રથમ અને અંતિમ કામના હતી.[૪]

લગભગ આવો જ ઉત્તર તેમણે સોરોંના ગંગાતટ પર સ્વામી કૈલાશપર્વત નામના એક સંન્યાસીને આપ્યો હતો. એ સંન્યાસીએ ઉચ્ચ યોગસાધનાયુક્ત દયાનંદને સલાહ આપી કે, તમારે લોકહિતના બખેડામાં પડવાને બદલે સમાધિસિદ્ધિપૂર્વક બ્રહ્માનંદનો આસ્વાદ માણીને માત્ર સ્વયંનો પરલોક બનાવવામાં જ પ્રવૃત્ત રહેવું જોઈએ. મહર્ષિ દયાનંદે સ્પષ્ટ ઉત્તર આપ્યો : **"જો હું એકાકી સમાધિ સિદ્ધ કરી પરમાર્થ માર્ગે ચાલી નીકળું તો એ મારો શુદ્ધ સ્વાર્થ જ કહેવાશે. હું તો જન જનને ક્લેશ, કષ્ટ અને આપદ-વિપદમાંથી મુક્ત કરવા અને વધુ ને વધુ લોકોની ભલાઈ કરવા માંગું છું."** દયાનંદની આ જ લોકાનુરંજન વૃત્તિએ સર્વસ્વ ત્યાગી હોવા છતાંય તેમને એક મહાન વૈચારિક ક્રાંતિના સૂત્રધાર બનાવ્યા અને તેમનું આ ક્રાંતિકારી ચિંતન અધ્યાત્મ, ધર્મ, સમાજ, રાષ્ટ્ર અને સંપૂર્ણ માનવ હિતનો કાર્યક્રમ લઈને સંસાર સમક્ષ આવ્યું.

અહીં ઉપર સંકેત કરવામાં આવેલાં બિંદુઓને શીર્ષક બનાવીને મહર્ષિ દયાનંદની સમગ્ર ક્રાંતિની એક રૂપરેખા પ્રસ્તુત કરવામાં આવે છે. એ વાત ધ્યાનમાં રહે કે દયાનંદના ચિંતનની આ ક્રાંતિકારી વિચારધારા બધી રીતે વેદોના ઉદાત્ત વિચારો પર આધારિત છે.

**દયાનંદની આધ્યાત્મિક ક્રાંતિ :** પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ મનુષ્ય અને પશુમાં કેટલીક સમાનતાઓ જોવા મળે છે, જેને સૂક્તિકારે આહાર, નિદ્રા, ભય અને મૈથુનના રૂપમાં વર્ગીકૃત કરી છે. પરંતુ મનુષ્યને પશુથી અલગ પાડનારું તત્ત્વ 'ધર્મ' છે, જે મનુષ્યને સત્ય-અસત્ય, ન્યાય-અન્યાય અને કર્તવ્ય-અકર્તવ્યની પ્રતીતિ કરાવી તેને સત્ય, ન્યાય અને સ્વ-કર્તવ્યના માર્ગે પ્રવૃત્ત કરે છે.[૫] તેમ છતાં મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ એ વાત પર નિર્ભર રહેતી હોય છે કે, તે પોતાના દુર્ગુણો, દુર્વ્યસનો અને દુરિતોનો પરિત્યાગ કરી ભદ્રતાને ગ્રહણ કરવામાં કેટલી તત્પરતા દાખવે છે. સદ્‌માર્ગ તરફ પ્રસ્થાન અને દુરિતોનો પરિત્યાગ કરવાની પ્રવૃત્તિ ત્યાં સુધી સંભવી શકતી નથી, જ્યાં સુધી તે એ માટે પરમાત્માને નમ્રતાપૂર્વક વિનય ન કરે; કારણ કે તે પરમાત્મા જ હકીકતમાં તેનો શાસક, પ્રેરક અને ધર્મ-માર્ગ પર ચાલવાની પ્રેરણા આપનારો છે. વેદરૂપી સમુદ્રમાં રહેલા હજારો મુક્તામણિઓમાંથી સ્વામી દયાનંદે એક એવો જ મંત્ર

પસંદ કર્યો કે જેના પર આચરણ કરવાથી મનુષ્ય આધ્યાત્મિક ઉન્નતિનાં સોપાન પર નિરંતર આગળ વધતો જઈ અંતતોગત્વા પોતાના અંતઃકરણને સર્વથા નિર્મળ કરી શ્રેયમાર્ગનો પથિક બની જાય છે. એ પ્રાસંગિક મંત્ર છે :

**વિશ્વાનિ દેવ સવિતર્દુરિતાનિ પરા સુવ । યદ્ભદ્રં તન્ન આ સુવ ॥**

(યજુર્વેદ : ૩૦.૬)

મહર્ષિ દયાનંદે આ મંત્રનો અર્થ આ મુજબ કર્યો છે : **"હે સકળ જગતના ઉત્પત્તિકર્તા, શુદ્ધસ્વરૂપ, સર્વ સુખોના દાતા, પરમેશ્વર ! આપ કૃપા કરી અમારા સંપૂર્ણ દુર્ગુણ, દુર્વ્યસન અને દુઃખ દૂર કરી દો; અને જે કલ્યાણકારક ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થ છે, તે અમને પ્રાપ્ત કરાવો."** ('સંસ્કારવિધિ', સામાન્ય પ્રકરણ)

આ રીતે મહર્ષિ દયાનંદે બતાવ્યું કે, આધ્યાત્મિક પથના પથિક બનવા ઈચ્છતી પ્રત્યેક વ્યક્તિ માટે એ જરૂરી છે કે તે સૌપ્રથમ પોતાને દુરિતો અને દોષોથી દૂર રાખે, અને પછી સ્વયંમાં સદ્ગુણ, સત્કર્મ અને ભદ્ર ભાવોનો સંચાર કરવા માટે પરમાત્માને માત્ર પ્રાર્થના જ ન કરે, પરંતુ એ માટે સ્વયં પુરુષાર્થ પણ કરે. સ્વામીજીએ આ મંત્રને વૈદિક આચારશાસ્ત્રનો મૂર્ધાસ્થાનીય મંત્ર ગણ્યો છે, અને પોતાના વાઙ્મયમાં એની દરેક મહત્ત્વપૂર્ણ પ્રસંગે યોજના કરી છે. વસ્તુતઃ દયાનંદનો આ સર્વાધિક પ્રિય મંત્ર હતો.

**દયાનંદની ધાર્મિક ક્રાંતિ :** ધર્માચરણથી મનુષ્યને અધ્યાત્મ પથ પર ચાલવાની શક્તિ મળે છે. સ્વામી દયાનંદની દૃષ્ટિએ ધર્મ એક એવું તત્ત્વ છે, જે સત્ય અને ન્યાયથી યુક્ત છે, જેમાં લેશમાત્ર પક્ષપાત નથી, અને જેને જાણવા માટે વેદોનું જ્ઞાન હોવું જરૂરી છે. ધર્મનાં મૂળ સાચી આસ્તિક ભાવનામાં રહેલાં છે. દયાનંદે અનુભવ્યું હતું કે આજે સર્વત્ર ઈશ્વરના બદલે જડ તત્ત્વોની પૂજા થઈ રહી છે; વેદ પ્રતિપાદિત, સચ્ચિદાનંદાદિ લક્ષણો ધરાવતા, નિરાકાર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક પરમાત્માના સ્થાને પાષાણ અને ધાતુઓમાંથી નિર્મિત માનવાકાર ધરાવતી મૂર્તિઓની પૂજા-અર્ચના થઈ રહી છે. આ જડપૂજાના પ્રતિકાર માટે તેમણે ભારતના ધાર્મિક જગતમાં એક નવીન ધર્મક્રાંતિનું પ્રવર્તન કર્યું. એ ક્રાંતિ દ્વારા તેમણે સામાન્યતઃ મનુષ્યમાત્રને અને વિશેષરૂપે ભારતવાસી આર્યોને જડ વસ્તુઓની પૂજા બંધ કરી યશના ધામ એવા અદ્વિતીય શક્તિસંપન્ન પરમાત્માની આરાધના કરવાનો સંદેશ આપ્યો. તેમણે સુપેરે સિદ્ધ કર્યું કે તે પરમાત્માની કોઈ મૂર્તિ, પ્રતીક, પ્રતિમા કે પ્રતિકૃતિ બનાવવી સંભવ નથી, અને ન તો કોઈ સ્થૂળ પ્રતીક વગેરે દ્વારા તેને જાણી કે પ્રાપ્ત કરી શકાય છે. આ ધાર્મિક ક્રાંતિના મૂળમાં તેમણે યજુર્વેદના બત્રીસમા અધ્યાયના ત્રીજા મંત્રના તત્ત્વાર્થ પર દૃષ્ટિ કરી, જેમાં સ્પષ્ટ ઘોષણા કરવામાં આવી છે કે – **'ન તસ્ય પ્રતિમા અસ્તિ યસ્ય નામ મહદ્યશઃ'** અર્થાત્ મહાન યશ ધરાવતા પરમાત્માની કોઈ પ્રતિમા,

પ્રતિકૃતિ કે મૂર્તિ નથી . ઉક્ત મંત્રના ઉત્તરાર્ધમાં વેદોના જે બીજા અનેક મંત્રોમાં તે સર્વત્ર વ્યાપક પરમાત્માની સ્તુતિ તથા વ્યાખ્યાન કરવામાં આવ્યાં છે, એ મંત્રોનો પ્રતીક તરીકે સંકેત કરવામાં આવ્યો છે.

**હિરણ્યગર્ભઃ સમવર્ત્તતાગ્રે ભૂતસ્ય જાતઃ પતિરેક આસીત્ ।**
**સ દાધાર પૃથિવીં દ્યામુતેમાં કસ્મૈ દેવાય હવિષા વિધેમ ॥**

(યજુર્વેદ : ૧૩.૪)

અર્થાત્ સકળ જગતનો ઉત્પત્તિકર્તા પરમાત્મા સૃષ્ટિ આ વર્તમાન રૂપમાં આવી એ પહેલાં અર્થાત્ જગતની ઉત્પત્તિ પૂર્વે પોતાની સત્તાથી વિદ્યમાન હતો. પૃથ્વી તથા દ્યો વગેરે લોક પણ તેણે જ પોતાની શક્તિથી ધારણ કર્યા છે. આથી મનુષ્યોએ તે સુખ-સ્વરૂપ પરમાત્માની અત્યંત પ્રેમ અને વિશેષ ભક્તિપૂર્વક ઉપાસના કરવી જોઈએ. જ્યારે પણ મહર્ષિ દયાનંદ પાસે મૂર્તિપૂજા-ખંડન વિષયક પ્રમાણ માંગવામાં આવતું, ત્યારે તેઓ યજુર્વેદનો ઉક્ત (૩૨.૩) મંત્ર પ્રસ્તુત કરી ખૂબ જ ભારપૂર્વક એ વાતની સિદ્ધિ કરતા કે, મહાન યશ ધરાવતા સર્વવ્યાપી પરમાત્માની કોઈ આકૃતિ કે મૂર્તિ સંભવ નથી. એક બીજો મંત્ર કે જેનો સંકેત ઉક્ત આલોચ્ય મંત્રમાં કરવામાં આવ્યો છે, તે પણ યજુર્વેદનો જ છે :

**યસ્માન્ન જાતઃ પરોડઅન્યોડઅસ્તિ યડઆવિવેશ ભુવનાનિ વિશ્વા ।**
**પ્રજાપતિઃ પ્રજયા સંરરાણસ્ત્રીણિ જ્યોતીંષિ સચતે સ ષોડશી ॥**

(યજુર્વેદ : ૮.૩૬)

અર્થાત્ જે પરમાત્માથી મોટું કે તેના સમાન બીજું કોઈ નથી, જેણે સમસ્ત લોકોને પોતાની અંદર સમાવી રાખ્યા છે, તથા જે સ્વયં પણ આ બધાં ભુવનોમાં અર્થાત્ સમસ્ત સૃષ્ટિમાં પ્રવિષ્ટ – વ્યાપક છે, ઓતપ્રોત છે, તે પ્રજાપતિ પરમાત્મા પોતાની સકળ પ્રજામાં અર્થાત્ જીવો તથા જડ જગતમાં સર્વત્ર રમી રહ્યો છે. તેના થકી જ સોળ કળાઓ ઉત્પન્ન થઈ છે. મહર્ષિ દયાનંદ અનુસાર આ સોળ કળાઓ આ મુજબ છે : ઈક્ષણ (વિચાર), પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, મન, અન્ન, વીર્ય (પરાક્રમ), તપ (ધર્માનુષ્ઠાન), મંત્ર (વેદવિદ્યા), કર્મ (પ્રયત્ન), લોક અને નામ.

આ રીતે નિરાકાર, અમૂર્ત, સર્વશક્તિમાન ઈશ્વરના વેદોક્ત સ્વરૂપનું કદમ કદમ પર પ્રતિપાદન કરી મહર્ષિ દયાનંદે ધાર્મિક જગતમાં અભૂતપૂર્વ ક્રાંતિ કરી. તેના પરિણામે ધર્મના નામે ફેલાવવામાં આવતા અંધવિશ્વાસો અને ધર્માંધતાભર્યાં દુષ્કૃત્યો પર નિયંત્રણ આવ્યું. સમાજના વિચારશીલ લોકોએ અનુભવ્યું કે ધર્મ અને બુદ્ધિવાદમાં કોઈ વિરોધ નથી. વસ્તુતઃ યુક્તિ અને તર્ક દ્વારા જ સાચા ધર્મનું અનુસંધાન થઈ શકે છે – **'યસ્તર્કેણાનુસંધત્તે સ ધર્મં વેદ નેતરઃ'** (મનુસ્મૃતિ : ૧૨.૧૦૬).

**દયાનંદની સામાજિક ક્રાંતિ :** પરમ નિઃસ્પૃહ અવધૂત દયાનંદે તત્કાલીન ભારતમાં સામાજિક ચેતનાને પ્રાયઃ વિલુપ્ત અને અર્ધ મૂર્ચ્છિત હાલતમાં પડેલી જોઈ હતી. વેદોમાં જે સુસંગઠિત, શક્તિ-સંપન્ન અને બળવાન સમાજની રૂપરેખા પ્રસ્તુત કરવામાં આવી છે, તેને ફરીથી શી રીતે મૂર્તિમાન કરી શકાય અને સમાજના જુદા જુદા ઘટકો વચ્ચે ઊભી થયેલી અવિશ્વાસ, વિદ્વેષ અને શત્રુતાની ભાવનાઓને શી રીતે દૂર કરી શકાય, એ તેઓ બહુ જ સારી રીતે જાણતા હતા. દયાનંદે વ્યક્તિ અને પરિવારના સુસંગઠિત નિર્માણને મજબૂત સમાજ-સંરચના માટેની આવશ્યક કસોટી બતાવી. મધ્યકાળમાં ભારતીય સમાજમાં જે દુર્બળતાઓ આવી ગઈ હતી તેની પાછળ વર્ણ-વિદ્વેષ, સ્પૃશ્ય-અસ્પૃશ્યની ભાવના, એક વર્ણનું બીજા વર્ણ કરતાં સ્વયંને ઉચ્ચ માનવાનું વલણ તથા જાતિ-અભિમાનના કારણે તથાકથિત નિમ્ન વર્ગના લોકોના સામાજિક-ધાર્મિક અધિકારોનું અન્ય લોકો દ્વારા કરવામાં આવતું અપહરણ વગેરે કારણો જવાબદાર હતાં. સમાજની હાલત એટલી વિકૃત થઈ ચૂકી હતી કે, પરમાત્માની કલ્યાણકારી વેદવાણીના પઠનપાઠનને પણ અમુક ચોક્કસ વર્ગના લોકોએ પોતાનો વિશેષ અધિકાર માની લીધો હતો, અને જો ભૂલેચૂકે પણ દ્વિજ સિવાયની કોઈ વ્યક્તિ દ્વારા વેદોનું ઉચ્ચારણ, અધ્યયન, મનન વગેરે કરવાની ધૃષ્ટતા કરવામાં આવે તો એ માટે ભયંકર દંડની જોગવાઈ કરવામાં આવી હતી.[૬] આવી વિષમ પરિસ્થિતિને સમાપ્ત કરી સમાજમાં ફરીથી સાંમજસ્ય અને સમરસતાની ભાવના ઉત્પન્ન કરવા માટે દયાનંદે સ્પષ્ટ ઘોષણા કરી અને બતાવ્યું કે, વેદ પરમાત્માની કલ્યાણકારી વાણી છે, જેનાં પઠનપાઠન, અધ્યયન અને ચિંતન-મનન પર માનવમાત્રનો અધિકાર છે. સામાજિક સમાનતાનો ઉદ્‌ઘોષ તેમણે યજુર્વેદનો નિમ્ન મંત્ર પ્રસ્તુત કરીને કર્યો :

**યથેમાં વાચં કલ્યાણીમાવદાનિ જનેભ્યઃ ।**
**બ્રહ્મરાજન્યાભ્યામ્ શૂદ્રાય ચાર્ય્યાય ચ સ્વાય ચારણાય ॥**

(યજુર્વેદ : ૨૬.૨)

દયાનંદે જે સામાજિક ક્રાંતિનો સૂત્રપાત કર્યો હતો તે બહુઆયામી હતી. તેના દ્વારા એક તરફ જ્યાં સામાજિક કુરીતિઓનો ઉચ્છેદ થયો, ત્યાં બીજી તરફ અનેક રીતે વિભક્ત થઈ ચૂકેલા ભારતીય સમાજે વ્યક્તિગત હિતથી ઉપર ઊઠી સમષ્ટિ હિતની વાતો પર વિચાર કરવાનો આરંભ કર્યો. મધ્યકાલીન સમાજના નેતાઓએ પોતાના સંકીર્ણ ચિંતન દ્વારા વ્યક્તિનાં હિત અને સ્વાર્થને જ સર્વોપરિ માન્યાં હતાં, પરંતુ દયાનંદે વ્યક્તિ અને સમાજના સમન્વિત અને સંતુલિત વિકાસની વાત કહી. આર્યસમાજના નવમા અને દસમા નિયમમાં વ્યક્તિ અને સમાજના પરસ્પર હિત-સાધન માટે એકબીજા પર નિર્ભર રહેવાની વાત કરવામાં આવી છે. પોતાના વ્યક્તિગત હિત માટે પ્રવૃત્ત થતી વ્યક્તિએ સમાજનાં વ્યાપક હિતોની ઉપેક્ષા બિલકુલ ન કરવી જોઈએ; કારણ કે વ્યક્તિ અને સમાજનું કલ્યાણ એકબીજા પર આશ્રિત છે.

એમાં જ વ્યક્તિ અને સમાજના અધિકારો તથા કર્તવ્યોનો સમન્વિત વિકાસ અને સુરક્ષા સંભવ છે. વિશ્વના અનેક સમાજશાસ્ત્રીઓ અને ઇતિહાસકારોએ દયાનંદ પ્રવર્ત્તિત સામાજિક ક્રાંતિની વિવેચના વિસ્તારપૂર્વક કરી છે.

**દયાનંદની રાષ્ટ્રીય ક્રાંતિ :** મહર્ષિ દયાનંદે રાષ્ટ્રીય ઉત્થાનનો માર્ગ ચીંધ્યો અને બતાવ્યું કે વેદોપદિષ્ટ સાત સૂત્રોને સમ્યક્ ધારણ કરીને જ આપણે આપણા રાષ્ટ્રનો સર્વાંગી વિકાસ સાધી શકીએ. અથર્વવેદના ભૂમિ સૂક્ત (૧૨.૧)નો પ્રથમ મંત્ર પૃથ્વીનાં આધારભૂત જે સાત તત્ત્વોનો ઉલ્લેખ કરે છે, તેના દ્વારા કોઈ પણ રાષ્ટ્રને ઉન્નતિના પથ પર આરૂઢ કરી શકાય છે.[૭] દયાનંદના ક્રાંતિકારી ચિંતનની વિશેષતા એ હતી કે તેઓ પોતાના દેશવાસીઓને કદમ કદમ પર ચેતવતા રહ્યા અને નિરંતર પ્રેરિત કરતા રહ્યા કે, જે ભૂમિનાં અન્ન-જળથી આપણા સૌના દેહ નિર્માણ પામ્યા છે અને આજે પણ પોષિત થઈ રહ્યા છે, એ માતૃભૂમિ પ્રત્યે આપણું શું કર્તવ્ય છે. દયાનંદની આવી પરમ રાષ્ટ્ર-આરાધના પ્રાણવાન અને પ્રેરણાદાયી સિદ્ધ થઈ. ભારતવાસીઓએ દયાનંદ-પ્રદત્ત સ્વરાજ્ય-સંદેશ સાંભળ્યો અને તદનુસાર સંઘર્ષ કરી સ્વાધીનતા પ્રાપ્ત કરી. દયાનંદના સ્વરાજ્ય-ચિંતનની વિશેષતા એ હતી કે તેમણે દેશવાસીઓને ફક્ત પરાધીનતાના અભિશાપોથી વાકેફ કરી તેમાંથી મુક્ત થવા માટે જ ન કહ્યું, બલ્કે એથી આગળનો વિચાર કરી તેમણે દેશવાસીઓને ચેતવણીભર્યા સ્વરમાં સાવધાન પણ કર્યા કે, અનેકાનેક મુશ્કેલીઓ, ત્યાગ અને બલિદાનથી પ્રાપ્ત થતી સ્વતંત્રતાને જો આપણે સ્થાયી બનાવી રાખવી હોય તો એ માટે દેશવાસીઓમાં રાષ્ટ્રીય ચારિત્ર્યનો સમુચિત વિકાસ થવો અનિવાર્ય છે. જે જે દોષો, દુર્ગુણો અને બૂરાઈઓને લીધે આપણે પરાધીનતા વેઠવી પડી છે, એ તમામ દોષો અને દુર્ગુણોમાંથી આપણે બિલકુલ મુક્ત થવું જ પડશે. દયાનંદ સમજતા હતા કે સામાજિક સુદઢતા અને સમષ્ટિના સ્વાસ્થ્ય વિના સબળ અને વિકસિત રાષ્ટ્રનું નિર્માણ અસંભવ છે.

**દયાનંદના ચિંતનમાં માનવવાદ :** દયાનંદનું ક્રાંતિકારી ચિંતન રાષ્ટ્રના કલ્યાણ અને તેની અભિવૃદ્ધિ સુધી જ પહોંચીને સમાપ્ત થઈ જતું નથી. તેમણે તો સંપૂર્ણ માનવતાના હિતની વાતો કહી છે. તેમણે પોતાના સંદેશને વિશ્વ-વ્યાપ્તિ પ્રદાન કરી છે. જે વેદોને આધાર બનાવીને તેમણે લોકહિતની સાધના કરી હતી, એ વેદોમાં ફક્ત માનવના જ નહિ, બલ્કે પ્રાણીમાત્રના કલ્યાણની કામના કરવામાં આવી છે. **'મિત્રસ્ય ચક્ષુષા સમીક્ષામહે'**ની વૈદિક સૂક્તિ પ્રાણીમાત્રને મિત્રની દૃષ્ટિએ જોવાની વાત કરે છે.[૮] **'સર્વા આશા મમ મિત્રં ભવન્તુ'** – અથર્વવેદની આ સૂક્તિનો આશય તમામ દિશાઓમાં રહેતાં મનુષ્યો તથા અન્ય સર્વ પ્રાણીઓ પ્રત્યે મૈત્રીભાવની અભિવૃદ્ધિ કરવાનો રહ્યો છે.[૯] વેદોમાં આવતા શાંતિસૂચક મંત્રો દ્યુલોક, અંતરિક્ષ લોક, પૃથ્વી લોક, જળ, ઔષધિઓ, વનસ્પતિ જગત વગેરે બ્રહ્માંડનાં તમામ સ્થૂળ અને સૂક્ષ્મ તત્ત્વોમાં શાંતિ, સમન્વય અને સૌમનસ્યની ભાવના જગાડે છે.[૧૦] વેદોમાં 'સંસ્કૃતિ'

શબ્દનો ઉલ્લેખ વિશ્વવ્યાપી માનવ સંસ્કૃતિના રૂપમાં કરવામાં આવ્યો છે – **'સા પ્રથમાસંસ્કૃતિર્વિશ્વવારા'** (યજુર્વેદ : ૭.૧૪).

વૈદિક પ્રાર્થનાનો મર્મ જે મંત્રની ભાવનામાં છુપાયેલ છે તેનો અભિપ્રાય એ છે કે, સંસારમાં આપણે જે કોઈ સ્થાને ચેષ્ટા, પ્રયત્ન કે પુરુષાર્થ કરીએ ત્યાં પરમાત્મા આપણને નિર્ભીક કરે. માનવીય પ્રજા તથા અન્ય પ્રાણીઓ સાથેનો આપણો વ્યવહાર પ્રેમપૂર્વકનો અને ભયમુક્ત હોય.[૧૧] સ્વામી દયાનંદે વેદોમાં આવા જ પ્રકારના ઉદાત્ત માનવવાદનાં દર્શન કર્યાં હતાં, અને તેઓ તેને જ સંસારભરમાં પ્રચારિત-પ્રસારિત કરવા ઈચ્છતા હતા. તેઓ વ્યક્તિ અને સમાજનું સમન્વિત હિત સાધવા ઈચ્છતા હતા. વ્યષ્ટિ અને સમષ્ટિ વચ્ચે ઉદ્ભવતા કોઈ પણ પ્રકારના સંઘર્ષને તેઓ ટાળવા ઈચ્છતા હતા. આ માટેની પોતાની ભાવના તેમણે આર્યસમાજના છેલ્લા બે નિયમોમાં અભિવ્યક્ત કરી છે. સાર્વજનિક હિતમાં જ વ્યક્તિનું હિત સમાયેલું છે, તથા સામાજિક હિતનું સંપાદન કરવા માટે વ્યક્તિએ એક હદ સુધી પોતાના વ્યક્તિગત હિતોનું બલિદાન પણ આપવું પડે છે. આર્યસમાજના આ બે નિયમો વ્યક્તિ અને સમાજના સાર્વત્રિક અભ્યુદયની ચાવી કહી શકાય એવાં સોનેરી સૂત્રો છે.

આમ આપણે જોઈએ છીએ કે દયાનંદે જે વિચાર-ક્રાંતિનો સૂત્રપાત કર્યો હતો, તે માનવજીવનનાં તમામ પાસાઓને પોતાનામાં આવરી લે છે. દયાનંદના આ ક્રાંતિકારી ચિંતનને અમલમાં મૂકીને, તેને વ્યવહારિક રૂપ આપીને આપણે આપણી આધ્યાત્મિક, ધાર્મિક, સામાજિક, રાષ્ટ્રીય અને સંપૂર્ણ માનવની હિતવર્ધક યોજનાઓને મૂર્ત રૂપ આપી શકીએ છીએ. દયાનંદે જે આદર્શ માનવની કલ્પના કરી હતી તેમાં તેમણે મનનશીલતાનો ગુણ અનિવાર્ય માન્યો છે.[૧૨] તેમની દૃષ્ટિએ ખરા અર્થમાં 'મનુષ્ય' એ જ છે, જે બીજાનાં સુખ-દુઃખ, હાનિ-લાભને પોતાનાં સુખ-દુઃખ, હાનિ-લાભ તુલ્ય સમજે છે; અન્યાયકારી ભલે બળવાન હોય તો પણ જે તેનાથી ડરતો નથી, અને ધર્માચરણ કરનારી વ્યક્તિ ભલે નિર્બળ હોય છતાંય તેના પ્રત્યે જે સન્માનની ભાવના રાખે છે. આ પ્રકારની સમત્વ બુદ્ધિ ધરાવતો આદર્શ માનવ દયાનંદ દ્વારા પરિભાષિત **'આર્ય'** છે.

### પાદટિપ્પણ

૧. સંસ્કારવિધિમાં સંન્યાસ પ્રકરણ.

૨. શંકરાચાર્ય રચિત પ્રસ્થાનત્રયી ભાષ્ય (ઉપનિષદ્, ગીતા અને બ્રહ્મસૂત્ર પર વિસ્તૃત ભાષ્ય) પ્રસિદ્ધ છે. તેમના બીજા પણ અનેક ગ્રંથો મળે છે.

૩. 'હિમાલય પર્વત પર આગળ ચાલ્યા જઈને ત્યાં દેહ છોડી દેવો એવો મને વિચાર આવ્યો.'

૪. ઓખી મઠના પ્રસંગ માટે 'નવજાગરણ કે પુરોધા : દયાનંદ સરસ્વતી'નું 'ઉત્તરાખંડ પરિભ્રમણ' પ્રકરણ દ્રષ્ટવ્ય છે.

૫. ‘આહાર નિદ્રા ભય મૈથુનં ચ’ વગેરે નીતિશતકના શ્લોક.

૬. દ્રષ્ટવ્ય : ગૌતમ ધર્મસૂત્રમાં નિર્દિષ્ટ આવાં અત્યાચારયુક્ત વિધાનો.

૭. સત્ય, બૃહદ્, ઉગ્રતા, દીક્ષા, તપ, બ્રહ્મ અને યજ્ઞ – આ સાતને અથર્વવેદ (૧૨.૧.૧)માં પૃથ્વીને ધારણ કરનારાં તત્ત્વો બતાવવામાં આવ્યાં છે. તેની વિસ્તૃત વ્યાખ્યા માટે ડૉ. ભવાનીલાલ ભારતીય કૃત હિંદી પુસ્તક ‘વૈદિક માતૃભૂમિ વંદના’ દ્રષ્ટવ્ય છે.

૮. યજુર્વેદ : ૩૬.૧૮

૯. અથર્વવેદ : ૧૯.૧૫.૫-૬

૧૦. ‘દ્યૌઃ શાન્તિરન્તરિક્ષં શાન્તિઃ’ વગેરે યજુર્વેદીય (૩૬.૧૭) મંત્ર.

૧૧. ‘યતો યતઃ સમીહસે તતો નોડઅભયં કુરુ’ (યજુર્વેદ : ૩૬.૨૨).

૧૨. ‘મનુષ્ય તેને જ કહેવો કે જે મનનશીલ થઈને અન્યોનાં સુખ-દુઃખ અને હાનિ-લાભને સ્વાત્મવત્ સમજે.’ – સ્વમંતવ્યામંતવ્યપ્રકાશ.

## *મહર્ષિ દયાનંદ*

*“સિંહ સમાન નિર્ભીક પ્રકૃતિ ધરાવતો આ મહાપુરુષ એમાંનો એક છે, જેને યુરોપ ભારત વિશે પોતાનો અભિપ્રાય બાંધતી વેળા પ્રાયઃ ભૂલી જવા ઇચ્છે છે. પરંતુ એક ને એક દિવસ યુરોપે વિવશ થઈને પોતાની ભૂલ સ્વીકાર કરી દયાનંદને તો યાદ કરવા જ પડશે. કારણ કે તેમનામાં વિચાર, કર્મ અને નેતૃત્વની પ્રતિભાનું અનુપમ સંમિશ્રણ હતું. દયાનંદે ભારતના નિષ્પ્રાણ શરીરમાં પોતાનો અદમ્ય ઉત્સાહ, દૃઢ નિશ્ચયાત્મક સંકલ્પ અને અને સિંહ સમાન રક્ત ભરી દઈ તેને ચેતનવંતુ કર્યું હતું. શારીરિક બળમાં હર્ક્યુલસ જેવા શક્તિશાળી દયાનંદ પોતે જેને સત્ય માનતા હતા તે સત્યના વિરોધી એવા તમામ પ્રકારના વિચારો સમક્ષ સિંહગર્જના કરતા હતા. પોતાના પ્રયત્નોમાં તેઓ એટલા સફળ રહ્યા કે ફક્ત પાંચ જ વર્ષમાં તેમણે સમસ્ત ઉત્તર ભારતની કાયાપલટ કરી નાખી. દયાનંદ પર વિજય મેળવવો અસંભવ હતો, કારણ કે તેઓ સંસ્કૃત અને વેદોના અદ્વિતીય જ્ઞાતા હતા અને કોઈ તેમના જ્ઞાનની બરોબરી કરી શકે તેમ નહોતું. એમના શબ્દોની ધધકતી આગથી વિરોધીઓનો વિરોધ ભસ્મસાત્ થઈ જતો હતો. એ લોકો દયાનંદની તુલના પ્રચંડ પૂર સાથે કરતા હતા. શંકરાચાર્ય પછી દયાનંદ જેવો વેદવિદ્ કોઈ પાક્યો નથી. પશ્ચિમના વિચારોથી પ્રભાવિત એવી કોઈ પણ ધાર્મિક કે દાર્શનિક વિચારધારામાં દીક્ષિત થયેલા લોકો સાથે તેમણે ક્યારેય સમજૂતી કરી નથી.”*

***– રોમે રોલાં***

*(રામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર, પાન : ૧૨૯–૧૩૪)*



**પરિશિષ્ટ :**

૧૮૭૫માં મુંબઈમાં આર્યસમાજની સ્થાપના પ્રસંગે

# મહર્ષિ દયાનંદનું માર્મિક વક્તવ્ય

''ભાઈ, મારો કોઈ સ્વતંત્ર મત નથી. હું તો વેદને આધીન છું. આપણા ભારતવર્ષમાં પચીસ કરોડ (ભારતવર્ષની તે સમયની જનસંખ્યા) આર્યો છે. કોઈ કોઈ વાતોમાં કોઈ કોઈમાં થોડો થોડો ભેદ છે, જે વિચાર કરવાથી પોતાની મેળે જ છૂટી જશે. હું સંન્યાસી છું, અને મારું કર્તવ્ય એ જ છે કે જે તમારા લોકોનું અન્ન ખાઉં છું, તેના બદલામાં જે સત્ય સમજું છું તેનો નિર્ભયતાથી ઉપદેશ કરું છું. હું કોઈ કીર્તિનો રાગી નથી. ચાહે કોઈ મારી સ્તુતિ કરે કે નિંદા કરે, હું મારું કર્તવ્ય સમજીને ધર્મબોધ કરું છું. ચાહે કોઈ માને કે ન માને, એમાં મારો કોઈ હાનિ-લાભ નથી.

તમે લોકો જો સમાજ ઊભો કરી તેના દ્વારા પુરુષાર્થ કરી પરોપકાર કરી શકતા હો તો સમાજ સ્થાપિત કરી લો; એમાં મારી કોઈ મનાઈ નથી. પરંતુ જો તેમાં યથોચિત વ્યવસ્થા નહિ રાખો, તો આગળ જતાં ગડબડાધ્યાય થઈ જશે. અને હું તો જેવો બીજા લોકોને ઉપદેશ આપું છું તેવો જ ઉપદેશ તમને લોકોને પણ આપવાનો છું. અને એટલું લક્ષમાં રાખજો કે મારો કોઈ સ્વતંત્ર મત નથી, અને હું સર્વજ્ઞ પણ નથી. આથી આગળ જતાં જો મારી પણ કોઈ ભૂલ નજરે પડે તો તેને પણ યુક્તિપૂર્વક પરીક્ષા કરીને સુધારી લેજો. જો એમ નહિ કરો તો આગળ જતાં આ (આર્યસમાજ) પણ એક મત (સંપ્રદાય) બનીને રહી જશે. અને આવી જ રીતે 'બાબા વાક્યં પ્રમાણં' કરીને આ ભારતવર્ષમાં વિભિન્ન પ્રકારના મતમતાંતરો પ્રચલિત થઈને, અંદરોઅંદર દુરાગ્રહ રાખીને, ધર્માંધ થઈને, લડાઈ-ઝઘડા કરીને, વિભિન્ન પ્રકારની સદ્‌વિદ્યાનો નાશ કરીને આ ભારતવર્ષ દુર્દશાને પ્રાપ્ત થયો છે, તેમાં આ પણ એક મત વધશે. મારો અભિપ્રાય તો એવો છે કે આ દેશમાં અનેક પ્રકારના મત-મતાંતરો પ્રચલિત છે, છતાં પણ એ બધા વેદોને માને છે. આથી વેદશાસ્ત્રરૂપી સમુદ્રમાં આ બધા જ નદી-નાવને પુનઃ ભેળવી દેવાથી ધર્મ-એકતા નિર્માણ થશે. અને તેથી સાંસારિક અને વ્યાવહારિક સુધારણા થશે, અને તેનાથી કળા-કૌશલ આદિ દરેક પ્રકારના સુધારાઓ થવાથી મનુષ્યમાત્રનું જીવન સફળ થશે અને સૌ કોઈ પોતાના ધર્મબળથી અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી શકશે.''

(સંદર્ભ ગ્રંથ : મુંબઈ આર્યસમાજનો ઇતિહાસ)

# ઉદ્‌બોધન

– મહર્ષિ દયાનંદ સરસ્વતી

“સામાન્ય રીતે લોકો મને કહે છે કે હું જે કોઈ આવે છે તેનો સ્વીકાર કરું છું. પરંતુ આ અંગે મારો સ્પષ્ટ ઉત્તર છે : હું વેદોને જ સર્વોપરી માનું છું. એકમાત્ર વેદ જ એવું પુસ્તક છે, જેના છત્ર નીચે સંપૂર્ણ આર્ય પ્રજા આવી શકે તેમ છે. આથી જે કોઈ વ્યક્તિ એમ કહેતી હોય કે હું વેદોને માન્ય કરું છું અને આર્ય આચરણ ધરાવું છું, તો તેવી વ્યક્તિને આર્યસમાજમાં સંમિલિત કરી લો. એવી શ્રદ્ધાળુ વ્યક્તિને તરછોડી ન શકાય. લોકો ભેદભાવ પ્રત્યે બહુ ધ્યાન આપે છે. પરંતુ આપ સૌ લોકો આંતરિક ભેદભાવ કરતાં સંપજનક બાબતો પ્રત્યે વધુ ધ્યાન આપો. તુચ્છ ભેદભાવો અને વિરોધભાવ છોડીને મેળમિલાપને અધિક મહત્ત્વ આપો. આપસમાં મેળની વાતો રહેશે તો વિરોધ અને ભેદ તો આપોઆપ મટી જશે.

હવે આપ લોકોએ પોતાનાં કર્તવ્યોનું પાલન કરવું પડશે. માટે સ્વ-જીવનને ઉચ્ચ બનાવો. પોતાની જરૂરિયાતોને પોતે જ પૂરી કરતાં શીખો. હાલની સ્થિતિ તો એવી છે કે ક્યારેક કોઈ પ્રબળ પ્રતિપક્ષવાળો આવી જાય તો આપ લોકો તાર પર તાર દઈને મને જ બોલાવો છો. ક્યારેક કોઈ શંકા ઊભી થાય તો તેના સમાધાન માટે પણ આપ લોકો મારા પર જ ભરોસો રાખો છો. પ્રવચનો કરાવવાં હોય તોપણ મારા પર જ આધાર રાખો છો. ક્યારેક પરસ્પર ફૂટફાટ કે વાદવિવાદ ઊભો થઈ જાય, કોઈ અણબનાવ બને કે વેરવિરોધ વધી જાય તો તેને દૂર કરવાની ચિંતા પણ મારે જ કરવી પડે છે. મારે જાતે આવીને આપ લોકો વચ્ચે શાંતિ સ્થાપિત કરવી પડે છે. આપ લોકોનાં મનમાં ફૂટફાટ નથી પડવા દેતો. આપનામાં રહેલા સ્નેહના કોમળ તંતુઓને તૂટવા નથી દેતો. પરંતુ મહાશયો, હું કાંઈ કાયમ રહેવાનો નથી. ઈશ્વરી નિયમ અને ન્યાયમાં મારો આ દેહ પણ ક્ષણભંગુર છે. કાળ પોતાના કરાળ પેટમાં પ્રત્યેકને પચાવી લે છે. કાચા ઘડા જેવા આ દેહને પણ અંતે તો એના હાથે તૂટવાનું જ છે. માટે વિચાર કરો, જો આપ લોકો પોતાના પગ પર ઊભા રહેતાં નહિ શીખો, તો મારા ગયા પછી શું કરશો ?

માટે અત્યારથી જ પોતાને તૈયાર કરી લો. સ્વાવલંબનનો સિદ્ધાંત ધારણ કરો. પોતાની જરૂરિયાતોને પૂરી પાડવા યોગ્ય બનો. કોઈનો સહારો લેવા કરતાં પોતાના પર જ નિર્ભર બનો. મને વિશ્વાસ છે કે આપ લોકોમાંથી જ એવા એવા શ્રેષ્ઠ મનુષ્યો પેદા થશે, જે એક એકથી ચઢિયાતાં કામ કરી બતાવશે. પ્રાણ આપીને પણ પોતાની પવિત્ર ફરજોનું પાલન કરશે. આર્યસમાજનો જબરદસ્ત ફેલાવો થશે. આગળ જતાં આ વાટિકાઓ હરીભરી, ફૂલીફાલી અને લહેરાતી જોવા મળશે. ઈશ્વર-કૃપાથી આ બધું જ થશે, પરંતુ એ જોવા માટે હું નહિ હોઉં.”

(મેરઠ-આર્યસમાજના ઉત્સવનું છેલ્લું ભાષણ, ઈ.સ.૧૮૮૧)

# મહર્ષિ દયાનંદ રચિત ગ્રંથો

૧. સત્યાર્થપ્રકાશ
૨. સંસ્કારવિધિ
૩. ઋગ્વેદાદિભાષ્યભૂમિકા
૪. ઋગ્વેદ ભાષ્ય
૫. યજુર્વેદ ભાષ્ય
૬. પંચમહાયજ્ઞવિધિ
૭. આર્યાભિવિનય
૮. સંસ્કૃતવાક્યપ્રબોધ
૯. વ્યવહારભાનુ
૧૦. વેદાંગપ્રકાશ (૧૪ ખંડ)
૧૧. ભાગવતખંડન અથવા પાખંડખંડન
૧૨. વેદાંતિધ્વાંતનિવારણ
૧૩. વેદવિરુદ્ધમતખંડન
૧૪. શિક્ષાપત્રીધ્વાંતનિવારણ
૧૫. ભ્રમોચ્છેદન
૧૬. અનુભ્રમોચ્છેદન
૧૭. ભ્રાંતિનિવારણ
૧૮. કાશી શાસ્ત્રાર્થ
૧૯. હુગલી શાસ્ત્રાર્થ (પ્રતિમાપૂજનવિચાર)
૨૦. સત્યધર્મ વિચાર (ચાંદાપુરનો મેળો)
૨૧. જાલંધર શાસ્ત્રાર્થ
૨૨. સત્યાસત્યવિવેક (બરેલી શાસ્ત્રાર્થ)
૨૩. આર્યોદ્દેશ્યરત્નમાળા
૨૪. ગોકરુણાનિધિ
૨૫. ચતુર્વેદવિષયસૂચિ
૨૬. આત્મચરિત્ર
૨૭. અષ્ટાધ્યાયી ભાષ્ય
૨૮. સંધ્યા (અપ્રાપ્ય)
૨૯. અદ્વૈતમતખંડન (અપ્રાપ્ય)
૩૦. ગદર્ભતાપિની ઉપનિષદ્ (અપ્રાપ્ય)
૩૧. ગૌતમ-અહલ્યા કી કથા (અપ્રાપ્ય)



## ● 'મહર્ષિ દયાનંદનું ક્રાંતિકારી ચિંતન'ના અગ્રિમ ગ્રાહકોની યાદી ●

૧૦૦૦ વાનપ્રસ્થ સાધક આશ્રમ, આર્ય વન, રોજડ, જિ. સાબરકાંઠા.
૧૦૦૦ શ્રી નાથુભાઈ કેશવલાલ ડોડિયા, વડાપડા, ભરૂચ.
૫૦૦ સ્વ. સત્યવીર છો. પટેલ વેદાલંકાર, ૧૦-શિવાશિષ સોસા., રામવાટિકા સામે, ઝાડેશ્વર રોડ, ભરૂચ.
૩૫૦ સ્વામી બ્રહ્માનંદ સાગર વિદ્યા સંસ્કાર કેન્દ્ર, ચંદ્રલોક સંસ્થાન, કારેલીબાગ, વડોદરા.
૩૦૦ શ્રી રમાબેન જેઠાભાઈ ચાવડા, 'રમા સ્મૃતિ', શારદાનગર મેઈન રોડ, કાલાવડ રોડ, રાજકોટ.
૩૦૦ શ્રી નરેન્દ્ર અમૃતલાલ જાદવ, ૨૨૬૯ અયોધ્યાનગર, ભરૂચ.
૨૦૦ આર્યસમાજ, લખધીરવાસ, મોરબી, જિ. રાજકોટ.
૨૦૦ શ્રી મનીષભાઈ માથુર (સી.એ.), શાશ્વત સોસાયટી, દહેજ બાયપાસ રોડ, ભરૂચ.
૨૦૦ શ્રી ગંગારામ કરસનભાઈ ભાવાણી, મહારાષ્ટ્ર સો મીલ, ન્યૂ ઉરણ રોડ, પનવેલ, મહારાષ્ટ્ર.
૧૦૦ 'વેદામૃત', યજ્ઞ પ્રચાર સમિતિ, ફતેસિંહ આર્ય અનાથાશ્રમ, કારોલીબાગ, વડોદરા.
૧૦૦ ડૉ. છાયા કિરણ શાહ, ઉત્કર્ષ ક્લિનીક, ૨-૮ સદ્‌ગુરુનગર, દેવીપાડા, બોરીવલી (પૂ.), મુંબઈ-૬.
૧૦૦ શ્રી નવીનચંદ્ર જેઠાલાલ વેલાણી, વેલાણી ઈલેક્ટ્રોનિક્સ, એસ ટી રોડ, માંડવી, કચ્છ.
૧૦૦ એક સદ્‌ગૃહસ્થ, ભરૂચ.
૧૦૦ વૈદિક સંસ્થાન, એફ. એફ. - ૫, આદર્શ કોમ્પ્લેક્ષ, મુરલીધર સોસાયટી સામે, ઓઢવ, અમદાવાદ.
૧૦૦ શ્રી જયંતભાઈ કોટેચા, ચંદન ઓટોમોબાઇલ્સ, સરદાર પટેલ માર્ગ, પોરબંદર.
૧૦૦ આર્યસમાજ, કછોલી, વાયા-અમલસાડ, જિ. નવસારી.
૧૦૦ શ્રી મણિલાલ કરસનભાઈ રંગાણી, મુ. રાયણ મોટી, તા. માંડવી, જિ. કચ્છ.
૧૦૦ શ્રી ભાવેશભાઈ અઘેરા, મુક્તાનંદ સોસાયટી, નર્મદાનગર, ભરૂચ.
૧૦૦ આર્યસમાજ, શિયાણી પોળ બહાર, વઢવાણ, જિ. સુરેન્દ્રનગર.
૧૦૦ શ્રી જગદીશ ઠક્કર, શ્રી આર્યસેવાસંસ્થા, શ્રી ગો.હી. ઠક્કર માર્ગ, ઘનબાઈના ડેલો, જામનગર.
૧૦૦ શ્રી અમૃતલાલ મેઘજીભાઈ, પ્રમુખ-આર્યસમાજ, ટંકારા, જિ. રાજકોટ.
૧૦૦ શ્રી સુધીરભાઈ જાની, આચાર્યશ્રી-નૂતન ગ્રામ વિદ્યાપીઠ, થવા, તા. વાલીયા, જિ. ભરૂચ.
૧૦૦ આર્યસમાજ, રાજપર, તા. માંડવી, જિ. કચ્છ (શ્રી પચાણભાઈ હરજીભાઈ દ્વારા).
૧૦૦ સ્વ. ભાઈશંકર લલ્લુરામ પંડ્યા, મુ. મુલથાણિયા, પો. દાહોદરડા, તા. ચાણસ્મા, જિ. મહેસાણા.
૧૦૦ વેદપ્રચાર સમિતિ, આર્યસમાજ, હાથીખાના મેઈન રોડ, રાજકોટ.
૧૦૦ શ્રી ચતુરભાઈ રણછોડભાઈ સોલંકી, નારાયણ એસ્ટેટ, ભરૂચ.
૧૦૦ વાત્સલ્ય ડિજીટલ સ્ટુડિયો, ૭૬-રંગ પેલેસ, ઝાડેશ્વર રોડ, ભરૂચ.
૧૦૦ આર્યસમાજ, મહર્ષિ દયાનંદ માર્ગ, ધ્રાંગધ્રા, જિ. સુરેન્દ્રનગર.
૧૦૦ શ્રી કિશોરચંદ્ર એન. રાવળ, ૨-૨૨ સમ્રાટનગર, ઈસનપુર, અમદાવાદ.
૧૦૦ આર્યા સંતોષબેન કુટરભાટી, ૭૬-વાત્સલ્ય બંગલોઝ, યુનિ. રોડ, સુરત.
૫૦ આર્યસમાજ, વલ્લભભાઈ રોડ, વલસાડ.
૫૦ આર્યસમાજ, ૪૪-૪૫ સરદારનગર, ભાવનગર.
૫૦ આર્યસમાજ, ૨૨-વિશ્રામબાગ, બરોડા ડેરી પાસે, મકરપુરા રોડ, વડોદરા.
૫૦ શ્રી ભાવેશ મેરજા, ૮-૧૭ જીએનએફસી ટાઉનશિપ, પો. નર્મદાનગર, જિ. ભરૂચ.



# લેખક-પરિચય



ભારતીય નવજાગ્રણમાં દયાનંદ સરસ્વતી અને આર્યસમાજની ભૂમિકાના અધિકૃત વ્યાખ્યાતા પ્રો. (ડૉ.) ભવાનીલાલ ભારતીય પોતાના વિષયના તલસ્પર્શી વિદ્વાન છે. ૧૯૨૮માં રાજસ્થાનના નાગોર જિલ્લાના પરબતસર ગામમાં જન્મેલા ભારતીયજીએ ઉચ્ચ શિક્ષણ જોધપુરમાં લીધું. તેમણે હિન્દી તથા સંસ્કૃતમાં એમ.એ. કરી 'સંસ્કૃત ભાષા ઔર સાહિત્ય કો આર્યસમાજ કી દેન' વિષય પર રાજસ્થાન વિશ્વવિદ્યાલયથી પી–એચ.ડી.ની ઉપાધી મેળવી. લગભગ ૨૦ વર્ષ રાજસ્થાનની કોલેજોમાં અધ્યાપન કાર્ય કર્યા બાદ તેમણે પંજાબ વિશ્વવિદ્યાલયની 'દયાનંદ વૈદિક શોધપીઠ'ના પ્રોફેસર અને અધ્યક્ષરૂપે લગભગ વીસેક વર્ષ કાર્ય કર્યું. તેઓ યુવાવસ્થાથી જ આર્યસમાજની સાહિત્યિક તથા લેખન સંબંધી પ્રવૃત્તિઓ સાથે સંલગ્ન રહ્યા છે. દયાનંદ અને ભારતીય નવજાગરણ વિષયક સાહિત્યનું તેમણે ગંભીર અધ્યયન કર્યું છે. વેદ, ઉપનિષદ્દ, દર્શન, ધર્મ, સંસ્કૃતિ અને વિશેષ રૂપે સ્વામી દયાનંદના જીવન, વ્યક્તિત્વ અને કૃતિત્વ પર તેમણે લખેલા ગ્રંથો વિદ્વત સમાજમાં સર્વત્ર પ્રશંસા પામ્યા છે. અત્યાર સુધીમાં તેમનાં લગભગ ૧૬૦ પુસ્તકો પ્રકાશિત થઈ ચૂક્યાં છે, જેમાં મૌલિક રચનાઓ ઉપરાંત સંપાદિત તથા અનૂદિત કૃતિઓ પણ પર્યાપ્ત છે. તેમના મહત્વપૂર્ણ ગ્રંથોમાં દયાનંદ સરસ્વતી : વ્યક્તિત્વ ઔર વિચાર, ઋષિ દયાનંદ : સિદ્ધાંત ઔર જીવનદર્શન, સ્વામી દયાનંદ : પશ્ચિમ કી દૃષ્ટિ મેં, શ્રદ્ધાનંદ ગ્રંથાવલિ (૧૧ ખંડ), જર્મની કે સંસ્કૃત વિદ્વાન, પં. શ્યામજી કૃષ્ણ વર્મા, શ્રીકૃષ્ણ ચરિત, આર્યસમાજ કે કાલજયી ગ્રંથ, ઉપનિષદોં કી કથાએં, આર્ય લેખક કોશ વગેરેની ગણના થાય છે. ઉક્ત વિષયો પર તેમના હજારો લેખો વિભિન્ન પત્ર–પત્રિકાઓમાં પ્રકાશિત થયા છે. તેમને વિવિધ ગ્રંથો પર અનેક પ્રતિષ્ઠિત સભા–સંસ્થાઓ દ્વારા સંમાનિત કરવામાં આવ્યા છે. આર્યસમાજના વૈચારિક પક્ષને યથાર્થ રૂપે પ્રસ્તુત કરવા માટે તેમણે અવિરત પુરુષાર્થ કર્યો છે. દેશ–વિદેશના શોધકર્તાઓ દયાનંદ અને આર્યસમાજ વિષયક પોતાનાં શોધકાર્યોમાં તેમનું માર્ગદર્શન અને મદદ લે છે. તેઓ આર્યસમાજની સંગઠનાત્મક પ્રવૃત્તિઓ સાથે પણ ગાઢ રીતે સંકળાયેલા રહ્યા છે. વૈદિક ધર્મ અને સંસ્કૃતિના પ્રચારાર્થ તેમણે હોલેન્ડ, બેલ્જિયમ, જર્મની, નેપાળ અને મોરિશસ વગેરે દેશોની યાત્રાઓ કરી છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેઓ 'દયાનંદ અધ્યયન સંસ્થાન' જોધપુર ખાતે રહી ઉચ્ચ કોટિનું વૈદિક અનુસંધાન અને લેખન કાર્ય કરી રહ્યા છે.